હવે પછી:

'મિનાર કિતાબ-સ્તાન'ના બીજા પ્રકાશનો:

- પાકિસ્તાન શા માટે ?
- હિંદના મુસ્લિમોનો યુગ નિર્ણય.
- હિંદની બંધારણીય મડાગાંઠ.
- "અનુમતિ" — કોંગ્રેસનો વાઘનખ

# પાકિસ્તાન: એક રાષ્ટ્ર



મુસા તૈયુબ ડીંગા



મિનાર કિતાબ—સ્તાન.
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
૬૧, અબ્દુર્રરહેમાન સ્ટ્રીટ, મુંબઇ—૩

: પ્રકાશક :
મિનાર કિતાબ—સ્તાન
૬૧, અબ્દુર્રરહેમાન સ્ટ્રીટ,
મુંબઇ નં. ૩



૧ નવેમ્બર ૧૯૪૨.

રૂા. ૩-૦-૦

: મુદ્રક :
મોહંમદહુસયન અલીભાઇ લાખાણી
મિનરવા પ્રિન્ટીંગ પ્રેસ
અમરેલી : શાખા; મોટા આંકડિયા.

# પહેચાન

દસ કરોડની મુસ્લિમ વસ્તીએ કચડાતા માણસના, પોતાના બચાવ માટેના છેલ્લા પ્રયત્ન જેવો ઉછાળો માર્યો-ફેબ્રુઆરી ૧૯૪૦ માં, અને તેનું પરિણામ અખિલ હિંદ મુસ્લિમ લીગના 'પાકિસ્તાન' મારફત હિંદના મુસ્લિમોની આઝાદીના નિર્ણયમાં આવ્યું. એ નિર્ણય થયો ત્યારે, કચડનારાઓની નાગચુડમાંથી તેઓ તાજાજ છુટયા હતા. અને કચડામા પણ એક-બે ઠેકાણે નહોતા, પરંતુ બધેજ ઠેકાણે, જ્યાં જ્યાં કોંગ્રેસ પ્રધાન મંડળો હતા ત્યાં ત્યાં, ગામડે ગામડે.

'પાકિસ્તાન' મુસ્લિમોનો અંતિમ નિર્ણય છે એટલુંજ નથી, તે તેઓની એક માત્ર આશા પણ છે, જીવવાની અને જીવવા દેવાની. એટલેજ તો તે આજે દરેકે દરેક મુસ્લિમનો જીવન-સિદ્ધાંત બન્યો છે.

આ કિતાબ પાકિસ્તાનના વિષયને સ્પર્શતી છે. તેમાં, તેના ટુંકા સ્વરૂપમાં જે કંઇ કહેવાયું છે તે, વાસ્તવિકતા અને ન્યાયની અપેક્ષા સાથે કહેવાયું છે એ દેખીતું છે.

૩૨-લૉજ
બાયખલા
ક્લબ બેક રોડ
તા. ૧૫-૧૦-'૪૨

એચ. ઇસ્માઈલ.

# પ ગ થિ યું

**હિંદુસ્તાનના** રાજ્યદ્વારી શેતરંજ પર પાકિસ્તાન એક નવા પાસાના સ્વરૂપમાં આવ્યું છે. જો કે એજ પાકિસ્તાન, હિંદુઓ અને મુસ્લિમોના વર્તનમાં તો શિવાજી અને ઔરંગઝેબના વખતથીજ હતું પરંતુ એ લાગણીઓને કોઇ પણ નામ ન અપાયાથી, કોંગ્રેસ મોવડીઓએ રાષ્ટ્રવાદના સિક્કાને પોતાની છાપથી ચાલુ કરી દીધો. તેઓના રાષ્ટ્રવાદની ટુંકી વ્યાખ્યા 'ગાંધી કે કોંગ્રેસ જે કંઈ કહે તે' એવી છે. તે સિવાય બીજું બધુંજ કોમવાદ.

ગાંધી અને કોંગ્રેસનો રાષ્ટ્રવાદ માત્ર હિંદુઓથીજ પોષાયો છે, તે એ રાષ્ટ્રવાદ પક્ષપાતી હોવાનો અકર પુરાવો છે. હિંદુસ્તાનમાંનો દરેક હિંદુ આજે એ સમજતો થયો છે કે, ગાંધીજીનો રાષ્ટ્રવાદ અને તેના પરિણામ રૂપનું સ્વરાજ–રામ રાજ્ય–આત્મ શાસન કે જે કંઇ હોય તે આપણા માટે સારૂં છે; જ્યારે હિંદુસ્તાનનો દરેક મુસ્લિમ એમ સમજતો થયો છે કે, એવા રાષ્ટ્રવાદમાં આપણા માટે ગુંગળામણજ હશે. તેનો અર્થ એ નથી કે, મુસ્લિમો રાષ્ટ્રવાદને ધિક્કારે છે, કે સ્વતંત્રતાને નથી ઇચ્છતા, પરંતુ કોંગ્રેસની નિતી, વાણી, અને વર્તનમાં ક્યાંય પણ રાષ્ટ્રવાદ છે? કોઇપણ પ્રમાણિક માણસને આનો જવાબ 'ના' માં આપવો પડશે.

હિંદુ અને મુસ્લિમોને એકજ ગાડાના બે પૈડાં માનો છો ને? એક પૈડાંને કાદવમાં ખૂંચેલું રાખીને એકજ પૈડા ઉપર સ્વતંત્રતાનું ગાડું કેટલેક દુર લઇ જઇ શકશો તમે? પાકિસ્તાન મુસ્લિમોએ માંગ્યું છે? ના, મુસલમાનોને હિંદુઓએ, કોંગ્રેસે, ગાંધીજીએ અને કોંગ્રેસના પ્રધાન મંડળોએ પાકિસ્તાન માંગતા કર્યા છે–માંગવાની ફરજ પાડી છે.

કોઈપણ જાતના દ્વેષભાવ સિવાય, આ પુસ્તકમાં એવી હકીકતો લખાઇ છે, જે હિંદનો દરેક માણસ જાણતો હશે. એટલે આ પુસ્તક મુસ્લિમો માટે છે, તેટલુંજ હિંદુભાઈઓ માટે છે, કારણ કે, પાકિસ્તાનના પ્રશ્ન સાથે મુસ્લિમોને જેટલો સંબંધ હોય, તેથી જરા પણ ઓછો હિંદુભાઇઓને નથી.

**સંચાલક**

અંતરથી પૂરેપુરી રીતે સમજતાં હોવા છતાં,
મોઢેથી
**" પાકિસ્તાન કઈ વસ્તુ છે ? "**
એમ પૂછવાનો દંભ સેવતા મહાનુભાવોના
હૃદયના એકાદ ખૂણામાં, કદાચ થોડી ઘણી
રહી ગયેલી ન્યાય પ્રિયતાની માનવ
લાગણીઓને—

# વિષય—ક્રમ

**આ પુસ્તકમાં નિચેના પુસ્તકોના હવાલા લેવાયા છે.**

પીપલ્સ એન્ડ પ્રોબ્લેમ્સ ઓફ ઇંડીયા.

કોન્ટીનેન્ટ ઓફ એશિયા.

પીરપુર કમિટિ રિપોર્ટ.

પાકિસ્તાન એ નેશન.

અખંડ હિંદુસ્તાન.



# ઉપ-ખંડ હિંદ: પૃથક્તા અને પ્રમાણ

## પ્રકરણ ૧ લું:

ઉપ-ખંડ હિંદ, એક તરફ ઉંચા ઉંચા પર્વતોની દિવાલ અને બીજી બે બાજુ ઉંડા ઉંડા સમુદ્રોથી રક્ષાયેલ એક વિશાળ ત્રિકોણ છે. તેનું ક્ષેત્રફળ ૧૭,૫૦,૦૦૦ ચોરસ માઇલોથી વધારે અને તેના એક છેડાનું અંતર બીજા છેડાથી લગભગ ૨૦૦૦ માઇલ દૂર છે. રશીયા સિવાયના યુરોપથી તે પ્રમાણમાં વધારે મોટું છે, અને જગતની માનવ સંખ્યાનો પાંચમો ભાગ તેમાં વસી રહ્યો છે.

પૃથ્વીની સપાટી પરનો આ વિશાળ પ્રદેશ, અસંખ્ય જાતિઓના લોકો અને અનેક દેશ પ્રદેશો ધરાવે છે. તેના પ્રદેશો અને તેની પ્રજાઓની ભિન્નતા પૃથ્વી પરના બીજા આટલા જ વિશાળ ક્ષેત્રફળમાં હોય તેટલી જ અહિં પણ છે.

ઉપ-ખંડ હિંદને 'કર્કવૃત' બરાબર બે સરખા ભાગમાં વહેંચી નાખે છે. તેની ઉત્તર દિશામાં સિંધુ અને ગંગાના ફળદ્રુપ, ગીચ વસ્તી-પ્રદેશો અને અદ્દ્ભૂત વિવિધતા ધરાવતા મેદાનો

પડયા છે, અને દક્ષિણ–અર્ધમાં ઉચ્ચ પ્રદેશો અને હરિયાળી ભર્યાં દક્ષિણના ઘાટો આવેલાં છે.

હિંદ અને યુરોપ—એ બન્ને ખંડો સમાન વિશાળતા અને ઐતિહાસીક રીતે વિશાળ સમાનતા ધરાવે છે. યુરોપના લોકોએ જ્યારે સુધારો અને સંસ્કૃતિ જાણ્યા પણ નહોતા, ત્યારે હિંદના જુદા જુદા પ્રદેશો સુધારા અને સંસ્કૃતિની ઉચ્ચ કક્ષાએ હતા એ એક સત્યજ છે. આજે પણ યુરોપમાં જાતિ અને ભાષા–ભિન્નતા વિશાળ અસ્તિત્વ ધરાવી રહ્યા છે; હિંદમાં તો આવી જાતિ અને ભાષા–ભિન્નતા, યુરોપમાં નથી એટલીજ નહિં, પણ યુરોપમાં કોઇ દિવસ નહોતી એટલા પ્રમાણમાં આજે, અને અત્યારે પણ છે.

યુરોપી પ્રજાઓ માનવતાના એકજ—મહાન શ્વેતવંશના વિભાગમાંથી ઉતરી આવેલી છે. જ્યારે હિંદની પ્રજા–જાતિઓ ત્રણે મહાન વંશો, શ્વેત, પીળા અને કાળાની સંતતિ છે, છતાં યુરોપ પચ્ચીશ રાષ્ટ્રો ધરાવતો એક ખંડ છે. ત્યારે શું હિંદ એક ખંડ ધરાવવા છતાં માત્ર એકજ રાષ્ટ્ર છે?

આર્ય ભાષાઓમાં અંગ્રેજી, જર્મન, ફાર્સી, ઉર્દુ અને સંસ્કૃત સિવાય બીજી અનેક યુરોપી અને હિંદી ભાષાઓનો સમાવેશ થાય છે. દક્ષિણ હિંદમાં બોલાતી તામીલ, તેલુગુ અને મલયાલમ, એ દ્રાવિડી ભાષાઓ છે, અને આર્ય ભાષાઓ સાથે તેને કંઇજ સબંધ નથી. એક પંજાબી અને સ્કેન્ડીનેવીઆના એક વતનીનું ભાષા–સામ્ય જેટલું છે તેટલું એક પંજાબી અને એક મદ્રાસી વચ્ચે ભાષા–સામ્ય નથી. દેખીતી રીતે એ પંજાબી અને સ્કેન્ડીનેવીઆના એ વતનીમાં સુક્ષ્મ પણ, જે સામ્ય છે એવું–એટલું પણ સામ્ય પંજાબી અને મદ્રાસીમાં હોવાનો જરા પણ સંભવ છે?




સમાન માપમાં
હિંદ અને યુરોપ.

જ્યારે માનવજાતિ પૃથ્વીના વિશાળ પ્રદેશો પર પથરાતી થઇ ત્યારે ચોક્કસ પ્રદેશોમાં વસેલા લોકોએ વિશિષ્ટ એવી ઉન્નતિ અને અભિવૃદ્ધિ કરી, અને બીજા પ્રદેશોમાં વસેલા લોકોથી એક પ્રકારની ભિન્નતા સાધી. જુદા જુદા પ્રદેશોના લોકોની આંતરિક ઐકયતા અને સંયોજન વ્યવસ્થા અને બીજા પ્રદેશોને પોતાથી ભિન્ન અને નિરાળા ગણવાનું જ્ઞાન, એ યુરોપની અર્વાચીન રાજ્યદ્વારી પદ્ધતિનું જેની પર ચણતર થયું છે એવું મૂળતત્વ છે. જો યુરોપની સપાટીએ શાહીવાદી પ્રબળતાઓથી જગવાઇ રહી હોત તો સૈકાઓ સુધી યુરોપનો થયો છે તેવો વિકાસ પણ ન થયો હોત કે યંત્રવાદનો કુદરત પરનો વિજય પણ અકલ્પનીય હોત, અને ખાસ કરીને " સ્વતંત્રતા, સમાનતા અને બંધુભાવના " જેવા વિચાર સૂત્રો પણ ઉદ્ભવના ન પામ્યા હોત. જ્યારે બીજી બાજુ સમય છોળોએ હિંદી રાષ્ટ્રોને, પોતાનું પ્રારબ્ધ, જુદી રીતે, કોઇની પણ દખલગીરી વગર ઘડવાની તક આપી હોત તો જગત અત્યારે છે તેનાથી કંઇક જુદુંજ હોત.

યુરોપની જેમ, હિંદ પણ પોતાની સિમા મર્યાદાઓમાં અસંખ્ય એવા ભિન્ન રાષ્ટ્રો અને સંસ્થાનો સમાવીને બેઠું છે, એટલે યુરોપમાં 'સંયુકત રાષ્ટ્ર સમૂહ' જેટલું અશકય અને અસંભવિત છે, તેટલુંજ 'હિંદી સંયુક્ત રાષ્ટ્ર'નું સર્જન, અશકય, અસંભવિત અને અકુદરતી પણ છે. સાધારણ રીતે જગતનો ઇતિહાસ અને ખાસ કરીને યુરોપનો ઇતિહાસ બતાવી રહ્યું છે કે, રાજ્યદ્વારી ઐકયતા અને સંયુકતતા, મર્યાદિત ક્ષેત્રફળોમાં, મર્યાદિત રીતેજ શકય છે.

માનવજાતિ ત્રણ વિશાળ વિભાગોમાં વ્હેંચાયેલી છે—શ્વેત, પીળી અને કાળી. શ્વેત જાતિ વિભાગમાં ઉત્તર આફ્રિકા, અરબસ્તાન, યુરોપ, ઇરાન, અફઘાનીસ્તાન અને ઉત્તર હિંદુસ્તાન

૪૦,૦૦૦૦૦૦૦

હિંદ

૪૫૦,૦૦૦૦૦૦

યુરોપ

સમાન માપમાં

હિંદ અને યુરોપની વસ્તીનું પ્રમાણ.

હિંદી સામ્રાજ્યની સીમા મર્યાદાઓમાં માનવ વસ્તીનો પાંચમો ભાગ વસી રહ્યો છે. ચાળીસ કરોડ જેટલી સફેદ, કાળી અને પીળી જનતાનું લોકશાશનવાદી એકીકરણ, કુદરતી રીતેજ અશકય અને અસંભવ છે.

છે. ઉત્તર-આફ્રિકાના લોકો અને આરબો જુદીજ ભાષા બોલે છે, જ્યારે યુરોપ, ઇરાન, અફઘાનીસ્તાન અને ઉત્તર હિંદના લોકો આર્ય ભાષાના સ્વરૂપોનો ઉપયોગ કરે છે. મહાન પીળી જાતિમાં જાપાનીઓ, ચીના, એશીયાઇ-રૂસીઓ, મલાયા અને પૂર્વ હિંદુસ્તાનના લોકોનો સમાવેશ થાય છે. આ બધી જાતિઓ મોંગોલ ભાષા બોલે છે. કાળી જાતિમાં દક્ષિણ અને મધ્ય આફ્રિકાના લોકો, દક્ષિણ હિંદના દ્રાવિડો અને ઓસ્ટ્રેલીયાના મૂળ વતનીઓ આવી જાય છે. આ કાળી જાતિઓ પોતાનીજ ભાષાઓ બોલે છે કે જે બીજા કોઇ પણ ભાષા વર્ગથી તદ્દન નિરાળીજ છે.

પૃથ્વીની સપાટી પરના હિંદુસ્તાન જેટલાજ બીજા કોઇ પણ વિસ્તારમાં છે, તેના કરતાં અતિ, ઘણી, વિવિધ જાતિઓ હિંદુસ્તાનમાં વસી રહી છે. હિંદુસ્તાનની જાતિ-ભિન્નતાઓ અને પૃથક્કતાઓની સરખામણીમાં યુરોપના રાષ્ટ્રોની જાતિ-ભિન્નતા અને પૃથકકતા ગૌણ અને તુચ્છ છે. લગભગ બધીજ યુરોપી જાતિઓ એ એકજ મહાન શ્વેત કુટુંબમાંથી ઉતરી આવેલ છે. ફ્રેંચ, જર્મન, બ્રિટિશ, ઇટાલીઅન—એ બધા યુરોપી રાષ્ટ્રો, ફીન અને હંગેરીઅન સિવાય, એકજ આર્ય વંશમાંથી ઉદ્દભવેલાં છે, છતાં એકજ વંશના આ જાતિ-રાષ્ટ્રોના, તુચ્છ એવા જાતિ-ભેદોએ, આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં કેટલાએ તિવ્ર પ્રશ્નો ઉત્પન્ન કર્યા છે.

યુરોપી જાતિઓની સરખામણીમાં, જ્યારે તે એકજ માનવજાતિમાંથી ઉતરી આવેલી છે ત્યારે, હિંદમાં વસી રહેલી જાતિઓ ત્રણે મહાવંશોની વારસદાર છે. ઉત્તર હિંદુસ્તાનમાં વસતા લોકો સફેદ, મદ્રાસ અને દક્ષિણ હિંદુસ્તાનના લોકો કાળા, અને પૂર્વ હિંદુસ્તાનના લોકો પીળા અથવા તો મોંગોલીયન જાતિના છે. આ જાતિઓની ભિન્નતા અને તેઓ વચ્ચેના




યુરોપી સંસ્કૃતિના વિકાસ પહેલાં જગત પર
વસી રહેલી માનવ જાતિઓનું પ્રમાણ.

ભેદભાવો જીવનશાસ્ત્રીય છે એટલુંજ નહિં પણ તે એક બીજાના પ્રગતિરૂંધક પણ છે.

ભાષા-ભિન્નતા પણ જાતિ ભિન્નતા જેટલીજ વિશાળ છે. ૧૯૩૧ની વસ્તી ગણત્રીની તારવણીમાં નવીનોખી બોલાતી સ્વતંત્ર ભાષાઓનો આંકડો ૨૨૫ની સંખ્યામાં હતો. આ ભાષા સંખ્યામાં ઉપ-ભાષાઓનો સમાવેશ કરવામાં આવ્યો નથી કે જેની સંખ્યા પણ એટલીજ વિશાળ હશે. હિંદની ભાષા-ભિન્નતા સાથે સરખાવતા યુરોપની ભાષા-ભિન્નતા ઘણી ઓછી છે. જ્યારે હિંદમાં બોલાતી ૨૨૫ ભાષાઓ, નવ મૂળ ભાષાઓની ઉત્પત્તિ છે, ત્યારે યુરોપની ૬૦ ભિન્ન ભાષાઓમાંથી ૪૫ ભાષાઓ એકજ મૂળ ભાષાની ઉત્પત્તિ છે. એ ખુલ્લુંજ છે કે, જે લોકો એવા યુરોપનું જુદા જુદા રાષ્ટ્રોમાં વિભાગીય હોવું યોગ્ય માને છે, તેઓ હિંદુસ્તાનને એકજ રાષ્ટ્ર, અને હિંદી સમૂહોને 'રાષ્ટ્રીય' માનવાનો કઇ રીતે આગ્રહ રાખી શકે છે! આવા નિર્વિવાદ આધારો અને પુરાવા સામે તેઓની નિર્લજ ધૃષ્ટતા માત્ર મૂઢ અજ્ઞાનતાને કારણે નથી, પણ તેથી પણ કંઈક વધારે એવી અનિષ્ટ ભાવનાઓની પૂર્વ ભૂમિકાજ છે.

શાંત અને સહિષ્ણુ પ્રજાના હક્કોને રાજ્યદ્વારી પ્રગતિ સાધેલ તેઓની પાડોશી પ્રજાઓ કઈ રીતે વંટોળે ચઢાવી શકે છે, તે મદ્રાસમાં છેલ્લા કોંગ્રેસ પ્રધાન મંડળે સારી રીતે સિદ્ધ કરી બતાવ્યું છે. ફરજીયાત રીતે અપાયેલું હિંદી ભાષાનું શિક્ષણ કોઈ પણ દેશના ઇતિહાસમાં મળી આવતી વિદેશી શાહીવાદી સરકારની ઉચ્છૃંખલતાના એક ઉત્કટ ઉદાહરણરૂપ છે. હિંદી એ આર્ય ભાષા છે, અને મદ્રાસના લોકોની ભાષા-પ્રકૃતિ માટે સંપૂર્ણપણે વિદેશી અને પારકી છે. દીલ્હીની શાળાઓ કે

જ્યાં ઉર્દુ અને હિંદી ભાષાઓનું શિક્ષણ અપાતું હોય ત્યાં અંગ્રેજી કે ડચ ભાષાનું ફરજીયાત શીખવવું વધારે ન્યાય ભર્યું છે; કારણ કે અંગ્રેજી અને ડચ ભાષા પણ ઉર્દુ અને હિંદી ભાષાના વર્ગની આર્ય ભાષાઓ છે, પણ દ્રાવિડી શાળાઓના બાળકોને, તેઓની સંપૂર્ણ અનિચ્છા છતાં હિંદી ભાષાનું શિક્ષણ આપવું એ મદભર્યો અન્યાય નથી તો બીજું શું છે?

મદ્રાસ ઈલાકાની પ્રજાએ પોતાના બાળકોના ગળામાં બળાત્કારે હિંદી ભાષા ઠસાવવા માટે વિરોધ કર્યો–તેમ કરવા માટે તેઓએ અનેક વિરોધી દેખાવો કર્યા, અને કોંગ્રેસી સરકારે વર્ષોના હુકમો લઇ તેઓમાંના સેંકડોને જેલમાં ધકેલી દીધા.

કોંગ્રેસ શાહીવાદ, બીજી જાતિઓ અને બીજા પ્રદેશો તરફ કેવો, કેટલો, ક્રૂર અને વિકાળ, થવાનો હતો, તેનો આ એક પૂર્વ-સ્વાદજ હતો. જે કોંગ્રેસ કચડાયેલા અને નીચલા થરના લોકોની સ્વતંત્રતાની બડી બડી વાતો કરે છે, તેજ કોંગ્રેસ એક માત્ર ક્ષણિક સત્તા મળતાં એવાજ લોકોના પ્રાથમિક અને કુદરતી હકકો સાથે મેલી રમત શા માટે રમે? આ વસ્તુ જેઓ સમજી શકે છે, તેઓજ જાણતા હશે કે વર્ષોની સ્વાર્થી અને મહત્વાકાંક્ષી મહત્તાઓ સ્વદેશી શાહીવાદ સિવાય બીજું કંઇજ નથી ઇચ્છતી. આ વસ્તુ સિદ્ધ કરવા માટે બીજા પ્રસંગો પાછળ આવશે.



# જાતિ-ભિન્નતા

પ્રકરણ ૨ જું :

એક પઠાણ, એક મદ્રાસી, અને એક આસામના વતનીને બાજુ બાજુમાં ઉભા રહેવા દયો. પઠાણ પહાડી પ્રદેશમાંથી આવે છે કે જ્યાં ઘણોજ ઓછો વરસાદ, અતિ શરદી, અને ઘણીજ ગરમી પડે છે. દેખાવમાં એ સફેદ, ઉંચો, પહોળી છાતી અને મજબુત અંગો ધરાવતો છે, અને તેના ચહેરા અને શરીર ઉપર પુષ્કળ વાળ હોય છે. તેને પાતળા હોઠ અને તીણું નાક હોય છે. ઘઉંની રોટલી અને માંસ તેનો ખોરાક છે.

મદ્રાસીએ પોતાના પ્રદેશની અતિ ગરમ આબોહવાને માફક આવતા, અતિ ઓછા કપડાં પહેર્યાં હોય છે. તે ટુંકા કદનો, કાળો માનવી છે, અને તેનું નાક ચપટું, નસકોરા પહોળા, હોઠ જાડા અને ચહેરાનો આકાર દ્રાવિડી જાતિને મળતો હોય છે. તેનો મુખ્ય ખોરાક ચોખા છે જે, દક્ષિણ હિંદના અતિ ભીના અને ઉષ્ણ પ્રદેશમાંજ ઉગી શકે છે.

આસામના વતનીનો દેખાવ ફીકકો અને ધુંગીઓ, મોંગોલીયન જાતિના જેવો હોય છે. ટુંકું કદ, ચપટું નાક, ગાલના ઉપસેલા

★

હિંદુસ્તાનની ભાષા-ભિન્નતા, તેટલાજ વિશાળ બીજા કોઇ પણ પ્રદેશમાં હોય એ કરતા અતિ ઘણી વિશેષ છે. નવ મૂળ ભાષાઓમાંથી બનેલી બસો પચીસ મુખ્યભાષાઓ, હિંદના જુદા જુદા ભાગના લોકો બોલે છે. જ્યારે યુરોપ ખંડમાં સાઠ જુદી જુદી ભાષાઓ બોલાય છે જેમાંથી પીસ્તાલીસ ભાષાઓની મૂળ ભાષા એકજ છે.

★




હિંદની મુખ્ય પ્રાદેશિક ભાષાઓ :

હાડકાં, અને ઘણીજ સંકુચિત આંખો એ મોંગોલ જાતિની ખાસિયતોને મળતી આવતી હોય છે. તેના માથાના વાળ તદ્દન સીધા અને ગાલ ઉપર અહિંતહીં વાળના ગુચ્છા હોય છે. એ સિવાય તેના પીળા અંગો વાળ રહિત હોય છે. મદ્રાસીની જેમજ તેનો પણ મૂળ ખોરાક ચોખા છે, કે જે તે પોતાના ખેતરોમાં વર્ષાઋતુમાં સહેલાઇથી ઉગાડી શકે છે.

આ ત્રણ વ્યક્તિઓ ત્રણ માનવ જાતિઓના પ્રતિનિધિ રૂપે છે. ત્રણ જુદી જુદી માનવ જાતિની ભિન્નતા તે ત્રણેમાં સમાયેલી છે. સંભવિત છે કે, એ ત્રણે જાતિઓ પોતાની જાતિઓના મૂળભૂત મુદ્દાઓ સાથે એક બીજાથી સમાધાન સાધી શકે, પરંતુ તેઓ એક બીજાના સહકારથી, એક બીજા ઉપર આધાર રાખતું જીવન, એક સમાન અને સામાન્ય રાષ્ટ્રીયતાથી રચે એ જેટલું અકુદરતી છે તેટલુંજ અસંગત, અસંભવિત અને વિવેકશૂન્ય પણ છે.

આવી કુદરતી ભિન્નતા જ્યારે જુદી જુદી જાતિઓના હિંદી લોકોની પૃથકકતા જાળવી રહી હોય, ત્યારે તેઓને એક સામાન્ય સંસ્કૃતિમાં સાંકળવાનું ધારવું એ વ્યર્થ અને નિરર્થક છે. એક દક્ષિણ-હિંદના દ્રાવિડી કરતાં ઉત્તર હિંદના ઢોળાવ પ્રદેશો પર ઘઉંની ખેતી કરતાં હિંદી-મુસ્લિમના જીવનની ભવ્યતા, સુંદરતા, તેના વિચારો અને પસંદગી, સંપૂર્ણ રીતે ભિન્ન છે. ઉત્તર-હિંદ અને દક્ષિણ હિંદમાં વસી રહેલાં લોકોની માત્ર જીવન જીવવાની નિતિ-રીતીઓજ નહિં, પોતાનું અસ્તિત્ત્વ ટકાવી રાખવાના માત્ર વલખાંજ નહિં, પરંતુ આ પછીના બીજા જીવનની તેઓની આશાઓ અને તેઓનો ભય પણ તદ્દન વિરોધાભાસી અને વિલક્ષણ છે. એકના હૃદય ઉપર જેની સુંદરતા અને આકર્ષકતા અસર કરી જાય છે, બીજાને તેમાં મૂર્ખાઈ અને અજ્ઞાનતા દેખાય છે. ઉત્તરની રણ-પ્રદેશમાંની જીવન સુંદરતાની

★

હિંદ 'જાતિઓનું એક સંગ્રહસ્થાન' કહેવાય છે. હિંદી લોકો ત્રણ મહાન માનવજાતિના વંશજો છે. ઉત્તર પશ્ચિમ હિંદના લોકો હિંદી-યુરોપી અથવા તો શ્વેત વંશની આર્ય-જાતિના છે; અને પૂર્વના લોકો પીળા, મોંગોલ વંશના છે. આ પેટાખંડના મધ્ય પ્રદેશમાં બધી મિશ્ર જાતિઓ વસી રહી છે. હિંદની જાતિ-ભિન્નતા યુરોપની જાતિ ભિન્નતા કરતાં અનેક ગણી વધારે છે. યુરોપમાં ઘણું કરીને બધીજ જાતિઓ આર્ય વંશીય છે.

★




હિંદની જાતિઓ

કલ્પના, દક્ષિણના ઉષ્ણ પ્રદેશના, ચોખા ઉપર જીવન નભાવનાર માનવીને કયારેય નહિં આવી શકે. મરૂભૂમિ જેવા ઉજ્જડ, રૂક્ષ મેદાનોની ભવ્યતામાં, કાંટાળા ઝાડોના પરિ-પડછાયાઓને વલોવતા ઉષ્ણ-પવનોમાં, ઉંઘભર્યા મધ્ય બપોરે ગુંજી રહેતી ધરાની તંતુવાદ્યની સૂર-મોહકતા એક પંજાબી હૃદયને અત્યંત વ્હાલી છે-એટલુંજ નહિ પરંતુ તેના જીવનમાં અને સાહિત્યમાં જે કંઈ સુંદર અને આકર્ષક છે તેનું એ મૂળતત્વ બનીને તેને માટે સદાય વ્હાલી રહેશે.

સામાજિક જીવન અને સાંસ્કૃતિક પ્રગતિમાં ત્યારેજ સુરમ્યતા આવી શકે, જ્યારે જુદી જુદી જાતિઓ સ્પષ્ટ રીતે સામાજિક અને રાજ્યદ્વારી અસ્તિત્વની ભિન્નતા જાળવી રાખે. જાતિઓ અને સંસ્કૃતિઓનું બાળાત્કારે થયેલું એકીકરણ જાહેર જીવનની આચારભ્રષ્ટતામાંજ પરિણમે છે. સગોત્રતા અને દેશભક્તિની લાગણીઓજ પ્રગતિમાન માનવ સમુદાયોનો આત્મા બની શકે છે. જગતમાં પ્રવર્તી રહેલી સ્થિતિઓએ આ સત્ય ઘડયું છે. જે રાષ્ટ્રો અને એકમો એકજ જાતિના બનેલા છે તે મજબુત, ઉન્નત અને પ્રગતિશાળી છે. તેઓજ સત્તા-પ્રાબલ્ય ભોગવી શકે છે. હિંદ જેવો દેશ કે જેમાં અનેક ભિન્ન પ્રદેશો છે, અને અનેક વિવિધ નિરાશાજનક, સાંકડા મનની અને નબળા સ્વભાવ-લક્ષણની જાતિઓ વસી રહી છે, તેઓને માત્ર પોતાના ઘર સિવાય બીજી કોઇ વસ્તુ તરફ વધારે પ્રેમ કે વફાદારી ઉત્પન્ન નથી થઇ શકતી. જ્યારે એક દેશમાં અસંખ્ય એવી જાતિઓ, એક બીજાની બાજુમાં, એક બીજાની સાથે મિશ્ર થયા સિવાય જીવી રહી હોય-ત્યાં આંતરીક મલીનતા, જાહેર જીવનમાં વિશાળ ગુણભ્રષ્ટતા, સામાજિક સંયોજનોની સુંદર લાગણી કોમળતાની ઉપેક્ષા, ગુન્હા અને ગુંડાગીરીજ પરિણામમાં હોઇ શકે.

---

★

માનવ પરિસ્થિતિ અને ઉદ્યોગો પર અસરકર્તા સૌથી મહત્વનું અંગ વરસાદ છે. હિંદમાંના તેના પ્રમાણમાં અતિ, ઘણી વિવિધતા છે. પૂર્વ-હિંદના ચેરાપુંજીમાં ઇ. સ. ૧૮૬૧ માં ૯૦૫ ઇંચ વરસાદ પડયો હતો, જ્યારે ઉત્તર-પશ્ચિમમાં કેટલાક વરસો સુધી વરસાદજ નહોતો પડયો. આખા ઉપખંડમાં ઉત્તર-પશ્ચિમ વિભાગ તેના સુકાપણાં અંગે બધાજ પ્રદેશોથી નિરાળો તરી આવે છે.

★




હિંદી આબોહવા—૧ [ વાર્ષિક વર્ષા ]

# આબોહવા

## પ્રકરણ ૩ જું :

**જગતભરમાં**—હિંદુસ્તાન જેટલા મોટા પ્રદેશમાં, જેટલા પ્રમાણમાં આબોહવાની ભિન્નતા હોય તે કરતાં પણ, હિંદમાં અનેકગણી વધારે છે. ઉત્તર-પશ્ચિમ કરાળ ટેકરાભૂમિ અને રણ છે. તેના ઘણા ખરા પ્રદેશોમાં સરેરાશ વાર્ષિક ૨૦ ઇંચ કરતાં ઓછો વરસાદ પડે છે, અને તેના ઘણાખરા ક્ષેત્રફળોમાં તો ભાગ્યેજ ૫ ઈંચથી વધારે વરસાદ પડે છે. આધુનિક નહેર પ્રવાહની રચના જ્યારે નહોતી થઈ ત્યારે પંજાબના અત્યારના ગીચ વસ્તીવાળા પ્રદેશો, ઝરડાં-ઝાંખરાઓથી છવાયેલા હતાં. ભાગ્યેજ એક ચોરસ માઇલના વિસ્તારમાં દસથી વધારે માણસોની વસ્તી તેમાં હતી. અત્યારે પણ વિશાળ એવા તેના મેદાનો વૃક્ષો વિનાના, અને નહેર-પ્રવાહો બંધ પડે તો તેની મૂળ શુષ્કતાને સજીવન કરી શકે તેવા છે. આવા બધાજ પ્રદેશોની ઋતુઓ અતિ ઠંડી અને અતિ ઉષ્ણ હોય છે. ઉનાળાના અગ્નિ પવનો વૃક્ષહિન પ્રદેશો પર જવાળાઓની જેમ ફુંકાઇ ફુંકાઇને ધરતીને બાળી મુકે છે. જ્યાં

કુવાઓ કે નહેર-પ્રવાહોથી પાણી મળતું હોય, એવા પ્રદેશો સિવાયના બધા વિસ્તારોની હરિયાળી અને લીલોતરી નાશ પામે છે, અને સૂર્ય જાણે કે શેકી શેકીને ધરતીને ભૂરી કરી નાંખે છે. શિયાળામાં રાત્રે શરદી પાણીને પણ થીજાવી મુકે છે, પણ દિવસો સૂર્યના તડકા ભરેલા અને હુંફાળા હોય છે. નહેર-પ્રવાહોથી ઉત્પન્ન થતો મુખ્ય પાક ઘઉં, રૂ થોડી મકાઈ, કઠોળ અને શેરડીનો છે.

પૂર્વમાં સરેરાશ વાર્ષિક વરસાદ લગભગ ૧૦૦ ઇંચ જેટલો પડે છે. આજ વરસાદ ઉનાળાની ગરમીને મંદ કરી મુકે છે, એટલે ત્યાંના શિયાળા તિક્ષ્ણ નથી હોતા. ભેજ અને તડકામાં અહિં પુષ્કળ ચોખાનો પાક થાય છે, અને અણખેડાયેલ એવી ધરતીનો પણ દરેક ચોસલો સમૃદ્ધ હરિયાળી અને લીલોતરીથી લચકતો હોય છે. વર્ષાઋતુમાં બંગાળી વનો એટલા ઘીચ બને છે કે, તેમાંથી પસાર થવું લગભગ અશક્ય બને છે, અને વધારે પ્રમાણમાં ભીનાશ અને ભેજથી, ધરતી કાદવથી છવાઇ જાય છે.

દક્ષિણ એટલોજ ઉષ્ણ પ્રદેશ છે, અને કેટલાક વિભાગમાં પૂર્વ જેવોજ ભીનો, વિષુવવૃતની તેની નિકટતાને કારણે ત્યાં કોઇ ચોક્કસ ઋતુઓ નથી. સમૃદ્ધ હરિયાળી, સુંવાળા પશ્ચિમ ઘાટને આવરી લ્યે છે અને ચોખાનો પાક દરેક ઠેકાણે થાય છે.

૧૯૩૧ ના હિંદના વસ્તી ગણત્રી રીપોર્ટમાં ભૌગોલીક સ્થિતિ-સંજોગો અને આબોહવાની ભિન્નતાનો ઉલ્લેખ આમ છેઃ— " આટલા મોટા પ્રમાણના વિસ્તારમાં, કે જેનો એક ભાગ ઉષ્ણ પ્રદેશમાં અને એક ભાગ વિષુવવૃતમાં પડે છે, ત્યાંની પ્રજાઓ અને પરિસ્થિતિમાં વિશાળ ભિન્નતા હોય એ સ્પષ્ટ છે. ભૂસ્તરવિદ્યા વર્ણન પ્રમાણે આ દ્વીપ જગતના એક અતિ પ્રાચીન પ્રદેશ તરીકે છે, જ્યારે હિમાલય એટલો પ્રાચીન નથી. એટલે કુદરતી રીતેજ, ઉંચામાં ઉંચા પહાડ શિખરોથી લઇને દરિયાના

પાણીથી ભિંજાતી સપાટ ધરતી વચ્ચે ભૌગોલીક લક્ષણોમાં વિશાળ ભિન્નતા હોય, એટલુંજ નહિં પણ ૫ ઇંચ વરસાદ પડતા ઉત્તર-પશ્ચિમના રેતાળ પ્રદેશોથી લઇ ૧૦૦ ઇંચ વરસાદ પડતા દક્ષિણ અને પૂર્વના ઘાટા જંગલો અને લીલી ટેકરીઓ, કે જ્યાં કયારેક તો ૫૦૦ ઇંચથી પણ વધારે વરસાદ પડે છે, એટલીજ પૃથક્કતા ધરાવે છે. વળી ઉત્તર હિંદમાં ઉષ્ણતાનું પ્રમાણ પણ એટલુંજ, ૧૨૦ અંશ [ડીગ્રી] જેટલું હોય છે, અને શરદી પણ વહેતા પાણીને થીજાવી નાખતી; જ્યારે દક્ષિણમાં શરદી અને ગરમીનું પ્રમાણ સરખું અને સ્થિતિસંબંધિત હોય છે. ”

ઐતિહાસિક ભૂતકાળની પહેલાં, હિંદમાં પથરાતી જાતિઓ માટે પ્રદેશોના હવામાનની અનુકુળતા એક આવશ્યક અંગ તરીકે લેખાતી. મધ્ય-એશીયામાંથી આર્યો જ્યારે પહેલા હિંદમાં ઉતરી આવ્યા, ત્યારે તેઓ ઉત્તર-પશ્ચિમના મેદાનોમાં વસ્યા. સિંધુના સપાટ મેદાનો મધ્ય-એશીયાના પ્રદેશોને મળતા આવતા, સુક્કાં અને અતિશરદ તેમજ અતિ ગરમ હવામાન ધરાવતા છે. મૂળ આર્યો આ સમપ્રકૃતિક વાતાવરણમાં વસ્યાં. ત્યાંથી તેઓ પૂર્વ દિશા તરફ વધારે આગળ ન વધ્યા.અત્યારે ઉત્તરમાં વસી રહેલા લોકો, આ પ્રથમ દેશાંતરથિવાસી આર્યોમાંથી ઉતરી આવેલાં છે.

આવુંજ બીજું આર્ય મોજું, આશ્રિતો તરીકે નહિ, પણ આક્રમણકારો તરીકે આવ્યું હતું. તેના લશ્કરો જમુના ઓળંગીને ગંગાના મેદાનો સુધી ગયા હતા, અને ત્યાં તેઓએ ત્યાંની પ્રાદેશિક દ્રાવિડી સ્ત્રીઓ સાથે લગ્નો કર્યાં હતા. તેઓની આર્ય-દ્રાવિડી પ્રજા ટુંકા કદની, વધારે કાળા રંગની, ચહેરા પર ઓછા વાળવાળી, અને ગંગાની ખીણોની ઉષ્ણ અને ભીની હવાને—અને ચોખાના ખોરાકને પુરેપુરી માફક આવતી થઇ.

સાઇથીયા એ ઇરાની જાતિ હતી, કે જે ઉત્તર-પશ્ચિમ પ્રદેશ

★

જુદા જુદા પ્રાંતો અને પરગણામાં સરેરાશ ઉનાળો [જુન] અને શિયાળો [જાન્યુઆરી] દેખાડતું આ હવામાનનું પ્રમાણ છે; કાળા ચોરસાઓ તેના પ્રમાણની વિવિધતા દેખાડે છે.

અતિ ઠંડા શિયાળા, અને અતિ ઉષ્ણ ઉનાળા ઉત્તર-પશ્ચિમની આબોહવાની ભિન્નતા દેખાડે છે. જગતભરની વધારેમાં વધારે ગરમી ઉત્તર-પશ્ચિમના પંજાબ વિભાગમાં નોંધાયેલી છે, જ્યાં શિયાળામાં શરદીનું પ્રમાણ પણ પાણીને થીજાવી દે તે કરતાં વધારે હોય છે.

★

હિંદી આબોહવા—૨

ઓળંગી ગઈ હતી. તે પશ્ચિમ હિંદમાં સ્થાયી થઈ અને ત્યાંના પ્રાદેશિક દ્રાવિડી લોકો સાથે મિશ્ર થઇને એક નવીજ જાતિને જન્મ આપ્યો—જે મરાઠા જાતિ થઇ.

પૂર્વમાં દ્રાવિડી લોકો, મોંગોલ જાતિઓની નિકટતામાં આવ્યા અને તેનું પરિણામ બંગાળી જાતિમાં આવ્યું બંગાલના ભેજ અને ગરમીમાં જ્યાં આર્યો ક્ષીણ અને રક્તશિથિલ થઇ ગયા હોત ત્યાં આ મોંગોલ-દ્રાવિડ જાતિ સાત્વીક અને ઉત્સાહી જીવન જીવી શકે છે. માનવજાતિનો ખોરાક, તેનો પહેરવેશ, કયારે અને કેમ કામ કરવું, તેનો આરામ, જીવનની તેની આકૃતો અને આનંદો ત્યાંની આબોહવા ઉપર આધાર રાખે છે. જ્યારે એક જાતિ યુગો સુધી, એક ચોક્કસ આબોહવાના વાતાવરણમાં રહી હોય, ત્યારે તેના જીવનની બધી કાર્ય-પદ્ધતિઓ અને બુદ્ધિમતાની એક ચોક્કસ અસર તેના પર થવા પામે છે. ત્યાંની કુદરત અને તેની સામેના તેઓના ઝંઝાવાતોના પ્રતિબિંબ. તેઓની આશા આકાંક્ષાઓમાં, અને તેઓની કળા અને સાહિત્યમાં જડાય છે. આવા ચોકકસ વાતાવરણમાં પોતાના અસ્તિત્વને ટકાવી રાખવાના તેઓના પ્રયત્નો, તેઓના સામાજિક વર્તનના કાયદાઓ બને છે, અને યુગાંતરો પછી સમાજ નિયમોના ઢાળામાં ઢળાઇને, એ પ્રથાઓનું સ્વરૂપ ધારણ કરે છે. આવી રીતે ઉદારતા અને આતિથ્ય એ વેરાન રણ-સંસ્કૃતિના સામાજિક સદ્‌ગુણોમાં સૌથી વધારે ઉચ્ચ મનાયા. કારણ કે, ત્યાં માનવ-જીવનના વિનાશ માટે વજ્ર જેવી શક્તિઓ સતત પોતાના ભક્ષ માટે જડબાં પહોળાં કરીને પડેલી હોય છે. રણની શૂન્ય અને નિર્જન અનંતતા, અને શીળી રાત્રિઓમાં વાદળી આસમાનની રત્નજડીત પ્રકાશિતતા, માનવ આત્માને બ્રહ્માંડના અગમ્ય રહસ્યોનું મનન કરતાં, અને તેના પરિણામે, વિશાળ અવકાશ પ્રદેશો અને અનંત સમયના

એ સર્વોચ્ચ સર્જનહારની મહાશક્તિ સામે ઝુકતા કરી મુકે છે. હિંદુઓની ધાર્મિક ગહનતા અને તેઓના શકિત-પૂજનો, ખાસ કરીને ગીચ એવા ઉષ્ણ-પ્રદેશમાંની તેઓની જીવન-અચોકકસતાઓને આભારી છે. વર્ષાૠતુઓમાં ચમકી જતી વીજળી, વિષધર નાગ, શીતળા અને એવાજ બીજા વિનાશી તત્ત્વો, તેઓ પર એકાએક અને ત્વરિત અસર કરી જાય છે. એ તત્વો ભય ઉત્પન્ન કરી શકે છે, અને એટલે તેઓ, ગૂઢ અને સ્વચ્છંદ, પણ મહાશકિતશાળી દેવો તરીકે પૂજાય છે, એટલુંજ નહિં પણ ભોગ અને પ્રાર્થનાઓથી તેઓને રીઝવી કે પ્રસન્ન પણ કરી શકાય છે.

માનવીના ઉદ્યમો, જીવન વ્યવસાયો, વિચારો અને પ્રાણી-ધર્મશાસ્ત્રની બીજી ક્રિયાઓ પર આબોહવાના વાતાવરણની એટલી છાપ પડે છે કે એકજ જાતિના લોકો પણ જુદી જુદી આબોહવાની અસર નીચે, સૈકાઓ સુધી રહ્યા હોય તો, તેઓની પણ શારિરીક અને માનસિક વિશિષ્ટતાઓ પર, તે ચોકક્સ ફેરફારો નિપજાવી શકે છે. જ્યારે અસંખ્ય એવી જાતિઓ, જુદી જુદી આબોહવાના વાતાવરણમાં યુગો થયાં વસતી હોય તો, તેઓ માટે એક બીજાને અનુકુળ થવું તદ્દન અશકય છે. વાર્ષિક ૮૦ ઈંચ વરસાદ પડતા બંગાલમાં, તેના ઉષ્ણ અને ભીના વાતાવરણ, તેના ભવ્ય શહેરો અને તેના આશ્ચર્યજનક શણ અને ચોખાના કાળા ખેતિકારોથી, પંજાબ તેના સુકકાં, વૃક્ષહિન મેદાનો, તેની અતિ શરદ અને ગરમ ૠતુઓ, તેની રણ વનસ્પતિ અને પ્રાણીઓ, અને એટલાજ વિરોધાભાસી ઉંચા અને કદાવર, ઘઉં અને રૂના ખેતીકાર આર્યોથી, તદ્દન ભિન્ન અને નિરાળુંજ છે.



# "હિંદુસ્તાન"—એક ભૌગોલીક લેબલ

## પ્રકરણ ૪ થું :

આગળના પાનાઓમાં હિંદ, એ કેટલો વિશાળ અને કેટલી વિભિન્ન જાતિઓથી વસેલો એક દેશ છે, તે દેખાડવાનો પ્રયત્ન થયો છે. આ કોઈ નવો વિચાર નથી; ઉલ્ટું હિંદ એક દેશ નહિ પણ એક ખંડ છે એ સત્યનું જેટલી વખત પુનરૂચ્ચાર થવા પામ્યું છે એટલું બીજું કંઈજ કહેવાવા પામ્યું નથી. બધાજ મુસાફરો, રાજ્યદ્વારી પુરૂષો, ભૂગોળવેત્તાઓ, ઈતિહાસકારો અને બીજાઓએ હિંદ વિષયમાં જે કંઇપણ લખ્યું છે તેમાં, જાતિ, સંસ્કૃતિ, અને આબોહવાની ભિન્નતા, જે હિંદુસ્તાન જેવા ઉપ-ખંડમાં છે, તેનો ઉલ્લેખ કર્યોજ છે. હિંદની પ્રાદેશિક વિભાગીયતા અને જાતિ વિભિન્નતા ઉપર જુદા જુદા લેખકોએ કરેલા ઉલ્લેખોનો સંગ્રહ થાય તો કેટલાએક સો પાનાનો એ દળદાર ગ્રંથ બને. સત્તાધીકારીઓ અને ઉચ્ચ પુરૂષોના બનેલા અસંખ્ય એવા 'કમીશનો' પણ અવારનવાર જુદી જુદી બાબતો માટેના એ "હિંદી પ્રશ્ન" ઉકેલવા નિમવામાં આવ્યા હતા. તેઓના રીપોર્ટો અને અહેવાલોની

પ્રસ્તાવનાઓજ, જુદા જુદા ' હિંદી હિતો ' ની ભિન્નતા, વિશાળ એવી જાતિય, ભાષિય, ધાર્મિક અને સામાજિક પૃથકક્તાઓ, કે જે ઉપખંડ હિંદની વિશાળતામાં ખીચોખીચ ભરી છે–ની વીપરીતતા અને અશકયતા સ્વીકારે છે. હિંદની પરિસ્થિતિ માટેના વિજ્ઞાનિક અડસટ્ટા, ઘણી નવીનોખી, આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલ મહાન વ્યકિતઓએ કર્યા છે. ઉદાહરણ રૂપે અહિં તો તેઓમાંના થોડાઓનાજ આધાર આપવામાં આવ્યા છે. અસંખ્ય એવી બીજી મહાન વ્યકિતઓએ પણ એવાજ અભિપ્રાયો ઉચ્ચાર્યા છે. પ્રો. એલ. ડબલ્યુ. લાઇડ પોતાના એક પુસ્તકમાં લખે છે, "........ઉત્તર પશ્ચિમમાં થઇને, આવેલા એક પછી બીજા એવા અસંખ્ય વિજયોએ, જ્યાં સતત અવ્યવસ્થા, અને જાતિય મૂળતત્વોનું અથડાતું સંમિશ્રણ જન્માવ્યું છે, એવી પ્રદેશ-ભૂમિ ઉપર ભૌગોલીક ' લેબલ ' તરીકે "હિંદુસ્તાન" એવું નામ ચોટાડી દેવામાં આવ્યું છે. અંગ્રેજોએ હિંદની ધરતી પર પગ મુકયા ત્યાર પહેલાં ૨૦૦૦ વર્ષો પૂર્વેનું હિંદુ-હિંદ, કોઇપણ રાષ્ટ્રીય સંસ્થાન નહોતું, કે કયારેય પણ તેઓની સરકાર રાષ્ટ્રીય નહોતી........". પ્રારંભીક યુરોપી વ્યાપારીઓની બાબતમાં લખતાં પ્રો. લાઇડ કહે છે કે: " કમનસીબે આ લોકોને એ સત્ય સ્પષ્ટ રીતે સમજતાં એકાદ સૈકા જેટલો વખત લાગ્યો હતો કે, " હિંદુસ્તાન " એ તો એક એવી ભૂમિનું ભૌગોલીક નામ છે, કે જ્યાં અસંખ્ય જાતિઓ અને ભાષાઓના લોકો સતત એક બીજા સાથે લડતા ઝગડતા વસી રહ્યા છે...". બીજા એક સ્થાને તે લખે છે : " ' પ્રશ્નના સામુદ્રાયિક સ્વરૂપ'ની નિશ્ચિત મહેચ્છા, અસંખ્ય એવા મતભેદો અને વિરોધોમાં પરિણમશે કે જે, વર્ગોની દ્રષ્ટિ અને કાર્ય પદ્ધતિઓ સાથે સબંધ ધરાવતી હશે; અને તેના વાસ્તવિક પરિણામો શબ્દો ન કહી શકે એવા હશે, કારણ કે,

સ્પષ્ટ એવી ઐકયતા હિંદમાં આજે એકજ છે—અને તે છે બ્રીટીશ સત્તા નીચેની ઐકયતા........."

"વિશાળતા" એવા ઉપ–મથાળા નીચે લખતાં પ્રો. લાઇડ કહે છે કેઃ "તેની વિશાળતા એ બીજા ત્રણ રચનાત્મક વિભાગો કરતાં વધારે સૂચક અને લાક્ષણિક છે." ત્રણ વિભાગો તરિકે અહિં ઉત્તરની પર્વતમાળાઓ, ગંગાના મેદાનો, અને દક્ષિણ દ્વીપકલ્પનું સૂચન થયું છે. "પણ" તે આગળ કહે છે, "પણ કદની આટલી વિશાળતા હોવા છતાં એ ગંગા-મેદાનોમાં કે, દક્ષિણ દ્વીપકલ્પમાં કોઇ પણ મૂળ જાતિઓના મૂળસ્થાનો નથી; વધારામાં અસંમતિસૂચક નકારોએ તેની વિશાળતાના દૂષણોને વધારે વિકસાવ્યા છે. દરેક એકમ એટલો વિશાળ છે કે, જાતિય કે ભાષિય સમાનતા તેમાં અકુદરતી બની છે, જે સંભવિત રીતે રાજ્યદ્વારી સંયોગો કે સ્વાધીનતાઓ, કદાચ સર્જી શકે. તે પ્રદેશોમાં પોતામાં વ્યવસ્થા શક્તિ આવે એવી આશા કયારેય પણ વાસ્તવિક નહોતી. અને તેનાથી પણ ઘણી ઓછી આશા તે પ્રદેશો, બહારના વિસ્તારોનું વ્યવસ્થીકરણ કરી શકે તેના માટે છે;......અને છતાં, હિંદના ગંગા-મેદાનો તેનું નામ સૂચવે છે તેમ કયારેય પણ એક વાસ્તવિક એકમ તરીકે નહોતા, અલબત, જમુના-પ્રદેશો સતત રાજ્યદ્વારી સરહદો તરીકે રહ્યા છે. ઉદાહરણ રૂપે : કનિષ્ક સામ્રાજ્ય [ ઇ. સ. પૂર્વે ૧૨૦ વર્ષે ], ગુપ્ત વંશીય સામ્રાજ્ય [ ઇ. સ. પૂર્વે ૩૫૦ વર્ષે ], સફેદ હુણોના સામ્રાજ્ય [ ઈ. સ. પૂર્વે ૫૦૦ વર્ષે ], અને એવીજ રીતે બીજા સામ્રાજ્યોની સરહદો તરીકે."

"અનન્વય" અથવાતો ભિન્નતાના ઉપ–મથાળા નિચે પ્રો. લાઇડ લખે છે કે : "ત્રણ મહાન મુખ્ય જાતિઓ, ત્રણ મૂળ

★

પાકિસ્તાન, એ એક કુદરતી એકમજ છે. તેની ઉત્તર અને પશ્ચિમ દિશાઓએ પહાડોની ઉંચી દિવાલો, દક્ષિણે રણ અને પૂર્વમાં જમુનાથી અટલ એવી જાતિય, સાંસ્કૃતિક અને રાજકિય સરહદો બની રહે છે.

★




હિંદ-પ્રાદેશિક

ભાષાઓ, અને ત્રણ ધર્મો સાથે તે દેશ, કેટલાએક દેશો અને અસંખ્ય જાતિઓનું સંમિશ્રણ બની રહે છે, જેની વાસ્તવિક એવી સમાન ભૂમિકાઓ, રીતરિવાજ કે ખાદ્ય ખોરાકોમાં પણ સામ્ય નથી. "

સર હોલ્ડરનેસ પોતાના એક પુસ્તકમાં લખે છે: "એશીયાનો નકશો, હિંદને એક અવ્યવસ્થિત ત્રીકોણ જેવો, દક્ષિણ દિશામાં, હિંદી–મહાસાગરમાં ફંટાતો દેખાડે છે. તેની સિવાયના એશીયાના વિસ્તારથી તે નાનો દેખાય છે, પરંતુ યુરોપમાંથી રશિયાને કાઢી નાખતાં હિંદ, તેનાથી પ્રમાણમાં વધારે મોટું છે, અને માનવજાતિનો પાંચમો ભાગ તેમાં વસી રહ્યો છે. યુરોપમાં આપણે દેશને, એક પ્રદેશ તરીકે જાણીએ છીએ, એવો તે દેશ નથી, પરંતુ ઘણા દેશોનો બનેલો તે ઉપ ખંડ છે. તેનો દક્ષિણ છેડો વિષુવવૃતમાં લગભગ દશમાં અંશ સુધી વિસ્તરેલો છે, અને તેનો ઉત્તર દિશાનો છેડો લીસ્બનના અક્ષાંસ સુધી પડે છે. આ બન્ને છેડાઓ એકબીજાથી લગભગ બે હજાર માઇલના અંતરે આવેલા છે. ઉત્તર તરફના પ્રદેશની વચ્ચે, પૂર્વ પશ્ચિમ અંતર તેનાથી પણ વિશેષ છે. આવા વિશાળ પ્રદેશમાં પ્રકાર પ્રકારની આબોહવા હોવાનો અવકાશ છે. આ બાબતમાં યુરોપ કરતાં પણ હિંદ, ઘણીજ વિશેષ ભિન્નતા દેખાડી રહ્યું છે. એક અંગ્રેજ દક્ષિણ ગ્રીસ સુધી યુરોપની મુસાફરી કરે છે તો પ્રકૃતિ-ભિન્નતાથી તે આશ્ચર્યસ્તબ્ધ બની રહે છે, પરંતુ એથી પણ વધારે વિવિધ પ્રકૃતિઓનો અનુભવ તેને મલબારના રમ્ય કિનારા પરની ઉષ્ણ કટિબંધની સમૃદ્ધિ વિપુલતાથી લઇને, પંજાબના વેરાન અને નિર્જન મેદાનો સુધીમાં કે મધ્ય હિંદની ટેકરીઓ, કે વન માર્ગોથી લઇને, બંગાળના લહેરાતા ચોખાના ખેતરો, કે નાળીએરીના વૃક્ષ ઝુંડો સુધી થશે. આ ભિન્નતા માત્ર તેના સૃષ્ટિ સૌંદર્યમાંજ

નથી, પરંતુ દરેક એવી પ્રાકૃતિક સ્થિતિઓમાં પણ છે. મલબારમાં પ્રખર ઉષ્ણતા અને ભેજ ધરાવતો શાશ્વત ઉનાળોજ હોય છે. પંજાબમાં શરદી અને ગરમી બન્ને અતિ વિશેષ પ્રમાણમાં હોય છે. વર્ષમાંના વધારે ભાગ સુધી તેના મેદાનો, ભઠ્ઠીના ફુંકાતા એવા અગ્નિ પવનોથી બળીને શુષ્ક અને ભૂરા રહે છે; અને શિયાળામાં જ્યારે શરદી ઘણીજ વધારે હોય છે ત્યારે, લીલા પાકના હરિયાળા મોજાંઓ તેની ઉપર ડોલી રહે છે. મધ્ય હિંદમાં પ્રમાણસરની ગરમ અને ઠંડી ઋતુઓ છે, અને કોઇપણ ઋતુનું પ્રમાણ ત્યાં વધારે નથી. સૂર્યનો તાપ અને ભિનાશ બંગાળમાં પ્રબળ હોવાથી જગતપરનો તે સૌથી વધારે ભેજવાળો અને લીલો પ્રદેશ છે. જો હિમાલય અને સિંધના પ્રદેશોનો ઉલ્લેખ કરાયો હોત તો આ કરતાં પણ વિશેષ ભિન્નતા જોઇ શકાઇ હોત. હિમાલયજ શરદી અને ગરમી, સમૃદ્ધિ અને શુષ્કતા, સૃષ્ટિસૌંદર્ય અને નિર્જનતાના બધાજ ક્રમો દેખાડી શકે તેમ છે. પરંતુ હિંદ એક દેશ નહિ, પરંતુ એક ખંડ છે એ સ્પષ્ટ કરવા ઘણું કહેવાયું છે. એક ખંડ—અનંત એવી વિવિધતા અને વિભિન્નતા ભર્યો—એક ખંડ.''



# ઉત્તર–પશ્ચિમ, એક નિરાળું એકમ

## પ્રકરણ ૫ મું :

**આ** પાનાઓ વાંચનારને જે કંઇ કહેવાયું છે, તેનાથી લાગ્યુંજ હશે કે, હિંદ એ એક દેશ નથી. પરંતુ અનેક દેશોનો એક સમુહ છે. એટલુંજ નહિ, પરંતુ ૪૦ કરોડની સફેદ, કાળી, અને પીળી મિશ્ર–પ્રજાઓ, કલ્પનાના ગમે તેટલાં વિસ્તરણો છતાં એક રાષ્ટ્ર તરિકે ગણી શકાવવી તદ્દન અશક્ય છે. જ્યારે તેનાથી વિરૂદ્ધ આ વિશાળ ઉપ–ખંડ વિવિધ જાતિઓથી વસેલો છે, અને તેઓના ભિન્ન–રાષ્ટ્રીય સંસ્થાનો સર્જવા એજ વધારે યોગ્ય છે. એ યોગ્યતા અને ઉચિતપણું આગળ ચર્ચાયેલું છે, આગળના પાનાઓમાં ઉત્તર–પશ્ચિમ પ્રદેશની સમાનતા અને સ્પષ્ટતા જુદા જુદા દ્રષ્ટિ બિંદુઓથી દેખાડવાનો પ્રયત્ન કર્યો છે–જાતિય, ધાર્મિક, પ્રાકૃતિક, આર્થીક અને એવીજ બીજી સ્પષ્ટ સમાનતાઓ. એક બીજાથી આવી સ્પષ્ટ સમાનતા ધરાવતા હોવા છતાં, હિંદથી સંપૂર્ણરીતે નિરાળા એવા ઇલાકાઓ અને પ્રદેશો છે; પંજાબ, દીલ્હી, કાસ્મીર, ઉત્તર-પશ્ચિમના સરહદ પ્રાંતો,

બલુચિસ્તાન, સિંધ અને ઉત્તર-પશ્ચિમ રજપુતાના આ પ્રદેશોના રહેવાસીઓ અને હિંદભરના મુસલમાનો કે, જેઓ પોતાની આ માતૃભૂમિની રાજ્યદ્વારી મુકિત ઇચ્છી રહ્યા છે, તેઓએ તેનું નામ પાકિસ્તાન રાખ્યું છે. એટલે હવે પછી, ઉપર વર્ણવેલા ઇલાકાઓ અને પ્રદેશોના બનેલા એ દેશને, પાકિસ્તાન નામથીજ આપણે ઓળખશું.

પાકિસ્તાનની કુદરતી સરહદો સ્પષ્ટ છે. ઉત્તર અને પશ્ચિમે ઉંચી ઉંચી પર્વતમાળાઓ છે. સૈકાઓ થયાં એ પર્વતમાળાઓએ મધ્ય-એશીયાની મોંગોલ જાતિઓના પ્રવાહ–ધસારાઓથી હિંદના મેદાનોનું રક્ષણ કર્યું છે, અને ઉત્તરના થીજાવતાં શીત પવનોને અવરોધ્યા છે. એ પ્રદેશની પ્રકૃતિ વિશેષતા પણ, બીજા કોઇ પણ કારણે હોય તે કરતા વધારે, બન્ને બાજુએ ઉભેલી આ ઉંચી પર્વત-દિવાલોને કારણે છે.

દક્ષિણમાં થરનું રણ, કે જે ભૂતકાળમાં, અને અત્યારે પણ, સિંધુના મેદાનો અને દક્ષિણ ઉચ્ચ–પ્રદેશ વચ્ચેનું એક પ્રબળ રક્ષણ છે. સરેરાશ લગભગ બસો માઇલની પહોળાઇના થરના રેતાળ પ્રદેશ–પટ્ટાએ ઉત્તર અને દક્ષિણ વચ્ચે નિરંકુશ સંબંધો સધાતા અટકાવ્યા છે. અને એ મેદાન પ્રદેશો અને દ્વીપકલ્પ વચ્ચેના અંતરો જાળવી રાખીને તેને વૃદ્ધિગત પણ કર્યાં છે.

જમુના નદી, પ્રાચીન આર્ય વસાહત પ્રદેશની પૂર્વીય સિમારૂપ છે. એ કહેવાઈ ગયું છે કે, આર્ય જાતિઓનો પહેલો પ્રવાહ કે જેમાં સ્ત્રી, પુરૂષો અને બાળકો હતા–તેઓ પાકિસ્તાનમાં જમુનાની દિશા તરફ વસ્યા હતા. તેઓએ ત્યાંના મૂળ વતનીઓને હાંકી કાઢયા, અને એવી રીતે પોતાની જાતિય શુદ્ધતા જાળવી રાખી. પાછળથી આર્ય ટોળાઓ નદી ઓળંગીને, દ્રાવિડી

પ્રદેશોમાં ઉતરી ગયા હતા. અને ત્યાં દ્રાવિડી સ્ત્રીઓ સાથે પરણ્યાં હતા. ત્યારથી, તેના પરિણામરૂપી આર્ય-દ્રાવિડી પ્રજા ગંગાની ખીણોમાં વસી રહી છે. આની રીતે આપણે જોઇ શકીએ છીએ કે, જમુના " મૂળ હિંદી-આર્ય વિસ્તારોની પૂર્વ સરહદ અને હિંદી-આર્ય સંસ્થાનની પશ્ચિમ સરહદ " છે.

ઐતિહાસીક રીતે જમુના સતત રાજ્યદ્વારી સરહદ બનીને રહી છે. આજે પણ એ, પંજાબ અને સયુક્ત પ્રાંત વચ્ચેની સરહદ-રેખા છે, કે જે બન્ને પ્રદેશો સાંસ્કૃતિક રીતે એક બીજાથી સંપૂર્ણપણે ભિન્ન છે. દીલ્હી કે જે જમુનાના તટે ઉભું છે, તેના વિષે તેની બે દિશાઓનો ઉલ્લેખ કરતાં પ્રો. લાઇડ કહે છેઃ " જો સંખ્યા અને વાકપટુતા પૂર્વ પાસે છે, તો જીવનશક્તિ અને કાર્ય-ચેતના પશ્ચિમ પાસે છે, અને જો કોઇ નિષ્પક્ષપાત એવો ત્રીજો પક્ષ, કે જેની ઇચ્છા કે શક્તિ આ બન્ને ત્રાજવાંઓને સમાન નહિં રાખી શકે તો એક વખત ફરીને દીલ્હી, ઉન્હાં ઉન્હાં રક્ત-સ્નાન કરશે ". પણ જો બન્ને પ્રદેશના લોકો, એકબીજાના પારસ્પારિક મતભેદોને ઓળખે, અને પરસ્પરની સહાનુભૂતિથી, ન્યાય ભરી રીતે તેનો નિકાલ લાવે તો " નિષ્પક્ષપાત એવા ત્રીજા પક્ષ " ની કોઇજ જરૂરત નથી રહેતી.



# ઈસ્લામ અને હિંદુત્વ

## પ્રકરણ ૬ ઠું :

**ઉમરાવોની** સભામાં ' હિંદી કાઉન્સીલ બીલ ' ઉપર બોલતાં લોર્ડ મોર્લેએ કહ્યું હતું : " ઇસ્લામ અને હિંદુધર્મ વચ્ચેની ધાર્મિક ભિન્નતા માત્ર ધાર્મિક માન્યતાઓ અને ક્રિયાઓની અસંગતતા પુરતીજ નથી, પરંતુ તે ભિન્નતા જીવન, સંપ્રદાય, ઇતિહાસ, દરેક જાતની સામાજિક ક્રિયાઓ, અને એવીજ સમાજ રચનાની નિયમ માન્યતાઓમાં પણ છે. "

હિંદી–મુસ્લિમને ધર્મ એ કંઇ માત્ર સામાજિક કે નૈતિક ખ્યાતિ મેળવવાનું કોઇ સાધન નથી; અથવા તો આત્મતત્વવિદ્યાના બાહ્ય લક્ષણરૂપ તેની લલિત, શાસ્ત્રોકત, ધર્મક્રિયાઓની કોઇ કળામય પસંદગી નથી. તેને મન તે જન્મથી મરણ સુધી આચરવાની જીવનની કાર્યપદ્ધતિ, અને માન્યતાઓનું એક આજ્ઞાબળ છે. ઇસ્લામના શિક્ષણમાં, તેના માટે, માનવદેહ સ્વચ્છતાના નિયમોથી લઇને, લગ્ન નિયમો અને છુટાછેડાના

કાયદાઓ સુધીનું જ્ઞાન અને રાજ્ય-રૂણને લગતા આદેશ-નિયમોનું સંપૂર્ણ કર્તવ્ય-જ્ઞાન છે. તેની જાતિ કે સંયોગ પરિસ્થિતિ ગમે તે હોય, એક મુસ્લિમને તો એ સમાન ધાર્મિક કાયદાઓનું અનુકરણ કરવું જરૂરી છે કે જે, દુનિયાના તેના બીજા મુસ્લિમ ભાઈઓ સાથે તેને જોડતી એક કડી છે. આ બાબતમાં ઇસ્લામ માનવ વિકાસમાં સૌથી વધારે એક બીજા માનવી સાથે સામ્યતાના સિદ્ધાંતો સ્થાપતું પરિબળ છે. આખી પૃથ્વી ઉપર કરોડો મુસ્લિમો દરરોજ પાંચ વખત પ્રાર્થનાઓ કરે છે. તેઓની સૌથી વધારે મહત્વની માન્યતાનો સંગ્રહ 'કલેમા' માં થયેલ છે, જે માનવભાષામાં એક અત્યંત અવારનવાર બોલાતું સત્ય બનીને રહેલ છે. તેઓ સૂર્યોદય પહેલાંથી સૂર્યાસ્ત સુધી, એક વર્ષમાં ત્રીશ દિવસો સુધી, 'રોઝા' રહે છે અને ઇદો જેવા સમાન તહેવારો ઉજવે છે. તેઓની સંસારીક મિલ્કતોનો ચાળીસમો ભાગ દર વર્ષે 'ઝકાત' તરીકે ફરજિયાત દાનમાં અપાય છે. દરેક સાધન-સંપન્ન મુસ્લિમે, પોતાના જીવનમાં ઓછામાં ઓછી એક વખત 'હજ્જ' કરવી જોઇએ કે જ્યાં, દુનિયાભરમાંથી બધી જાતિઓના, બધા દેશોના, પોતાના સમધર્મીઓ આવે છે, અને એ બધા એક સાથે એ મહાન સર્જનહારની પ્રાર્થના કરે છે, અને તેની મહાનતા સામે ઝુકે છે. આવી રીતે ત્યાં એકઠા મળેલાઓમાં હિંદીઓ, ચીનાઓ, હબ્શીઓ અને યુરોપવાસીઓ; સત્તાધિકારીઓ, અમીરો અને જેઓએ પોતાનો અહિં આવવાનો ખર્ચ પણ ભીક્ષા મેળવી ઉત્પન્ન કર્યો છે, તેવાઓ પણ હોય છે, પરંતુ કા'બામાં તેઓ બધાજ સમાન હોય છે. કોઈ એક બીજાથી બીલકુલ ઉતરતો નથી. આમ એ દુનિયાનું મહાન આંતરરાષ્ટ્રીય સંમેલન બને છે. જેમાં કોઇ હોદ્દાઓ, શ્રેણીઓ, પંક્તિઓ કે કોઇને ખાસ વિશેષાધિકાર પણ નથી. ઉન્નત સમાનતા, ન્યાય, અને આજ્ઞાપાલન એ તેના અનંતના કાયદા-નિયમો બને છે.

★

તાજા ભૂતકાળમાં બની ગયેલા પ્રસંગોએ દેખાડી આપ્યું છે કે, આર્ય-દ્રાવિડી હિંદુ રાષ્ટ્રવાદે, મુસ્લિમ લઘુમતિઓ તરફ પોતાનો ધિક્કાર કેળવી, વિનાશી શક્તિઓનો ઉપયોગ, પોતાને સ્થાયી થવા માટે કર્યો હતો. પરિણામે મુસ્લિમોના હિતોનું રક્ષણ મુસ્લિમ બહુમતિ ધરાવતા પ્રદેશોમાં પાકિસ્તાન સ્થાપીનેજ કરી શકાય તેમ છે.

★




હિંદમાં મુસ્લિમ બહુમતિ ધરાવતા પ્રદેશો.

આ એજ ધર્મ છે, કે જે ભૂમધ્યથી લઇને પ્રશાંત મહાસાગરના કિનારાઓ સુધી ફેલાયો છે, છતાં તેણે ક્યારેય તેના અનુયાયીઓને, બીજાઓથી પોતે વધારે ઉચ્ચ છે એમ માનતા નથી કર્યા–આજે પણ નથી કરતો; છતાં તેઓ એ પણ ક્યારેય કબુલ નથી કરી શક્તા કે, બીજાઓ તેઓથી વધારે ઉચ્ચ હોય.

ઇસ્લામ, એક રચનાત્મક અને કાર્યસિદ્ધ ધર્મ છે. એક મુસ્લિમ, સમાજના એક ઉદ્યોગી સભ્ય તરીકે જીવન નિર્વાહ કરવા માટે દ્રવ્યપ્રાપ્તિ કરે છે, સંતાનોત્પત્તિ કરે છે, અને ન્યાયને માટે ઝઝુમે પણ છે. અનંતની ગહનતાઓના ચિંતનો કર્યા કરવા માટે તેને કોઇજ ઇનામ અને બક્ષીસોની લાલચ નથી મળી. તેઓની કલ્પના જગતનું વ્યવસ્થિકરણ કરવા માટે જવાબદાર એવા દેવ દેવીઓની વંશાવળીઓ યોજવા નહિં, પરંતુ બીજા કામો કરવા માટે હોય છે. અસ્તિત્વના સત્યની ગહનતા અગાધ છે, તેનો સ્વીકાર, અને સર્વશક્તિમાનમાં વિશ્વાસની આવશ્યક્તા એ તેનો માન્યતા આધાર છે. સર્જનહારની નજરમાં તેની બધીજ મનુષ્યકૃતિઓ–કાળા, શ્વેત અને પીળા સમાન છે; કોઇપણ મુસ્લિમ તેનાથી વિરૂદ્ધ માન્યતા નથી ધરાવી શકતો. એક સમૃદ્ધ માનવી, એક કંગાલથી જરા પણ ઉચ્ચ નથી; અને એક શહેનશાહ તેની પ્રજા કરતાં જરાપણ વધારે ઉન્નત નથી. તેઓને માટે સમાન ન્યાય છે, અને અપરાધ માટે સમાન શિક્ષા.

હિંદુત્વ, ઇસ્લામથી તદ્દન નિરાળું છે. સર હોલ્ડરનેસ પોતાના એજ ગ્રંથમાં લખે છે કે: "હિંદુત્વની વ્યાખ્યા કરવાના અનેક પ્રયત્નો થયા છે. એક હિંદુ વિદ્વાને તે ધર્મની વ્યાખ્યા આમ કરી છે: 'હિંદુઓ અથવા હિંદુઓનો મોટો ભાગ જે કંઇ કરે તે હિંદુત્વ.' એક વિખ્યાત અંગ્રેજ વિદ્વાને તેને આ રીતે વર્ણવ્યો છે: 'ધર્મવિધિઓ, પૂજાઓ, માન્યતાઓ, સંપ્રદાયો,

અને પુરાણોનો એક એવો સંગ્રહ, કે જે બ્રાહ્મણોની આજ્ઞાઓ ધરાવતા પવિત્ર પુસ્તકો વડે, બ્રાહ્મણી શિક્ષણો દ્વારા પ્રચારવામાં આવે છે. ' મનાતું હિંદુત્વ, ઘણુંકરીને એક એવી સામાજિક રચના છે, જેના મુખ્ય સિદ્ધાંતો, બ્રાહ્મણો તરફનો પૂજ્યભાવ, વર્ણભેદ, કર્મનો નિયમ, આત્માઓના પુનરાવતાર, અને ગાયની પવિત્રતા છે. પણ એ બધીજ રચનાઓના મૂળભૂત પાયામાં બ્રાહ્મણોના દૈવી હકકો સંરક્ષાયેલા છે. " એક હિંદુએ "...... બ્રાહ્મણો તરફ પૂજ્યભાવ સેવવો જોઇએ, અને તેઓને જમાડવા જોઇએ. તેણે પોતાના વર્ણના નિયમો અને પ્રતિબંધો પાળવા જોઇએ. અછૂતોની સાથેના તેઓના વિધિમય સંબંધો, વ્યવહારો અને તેઓની ભ્રષ્ટતાથી દૂર રહેવું જોઇએ. "

હિંદુઓની ધાર્મિક અને સામાજિક પદ્ધતિ કેટલા પ્રમાણમાં એક બીજાથી મળતી આવતી છે, તે નીચેના વર્ણનથી જણાશે:

" આપણે ત્યાં એક માણસના ધર્મ અને તેના સામાજિક સ્થાનને કોઇપણ જાતનો સંબંધ હોવો જરૂરી નથી. હિંદુસ્તાનમાં, અને ખાસ કરીને હિંદુઓમાં, જેઓ ત્યાંની વસ્તીના એક 'મહા–વિભાગ' નું સ્થાન ધરાવે છે, તેની જાતિ દરેક માણસના વ્યવસાયનું મૂળ કારણ હોય છે; અને જાતિ, એક સંસ્થા તરીકે આજ્ઞાઓ અને નિષેધો કરનારૂં એક જુથ હોય છે.... હિંદીઓની દ્રવ્યઉત્પાદન શકિત ઘણીજ ક્ષીણ, અને તેઓના સંજોગોને અવારનવાર વધારે વ્યાકુળ બનાવનારી હોય તો તેનું મુખ્ય કારણ, વર્ણ–સંસ્થા છે. ઉચ્ચ વર્ણના લોકો હળ નથી હાંકી શકતા કે, સાધારણ ધંધો નથી કરી શકતા; ધર્મ અને વર્ણ, એક માણસ પોતાના કુટુંબનો ભાર ખેંચતો થાય ત્યાર પહેલાં તેને પરણવાની આવશ્યકતા ઉભી કરે છે, અને એક પિતાને પોતાની પુત્રી યુવાન ન થઇ હોય ત્યાર પહેલાં તેના માટે પતિ

શોધવાની ચિંતામાં મુકી દયે છે. એજ ધર્મ પ્લેગના જંતુઓથી ચેપી બનેલાં ઉંદરને મારવાનો પ્રતિબંધ કરે છે, છતાં ઘણી વખત અપવિત્ર થયેલાં કુવાનો ઉપયોગ પણ વ્યાજબી કહે છે."

હિંદુત્વ વર્ષા–ધર્મ છે, જ્યારે ઇસ્લામ રણ–ધર્મ છે. એટલે હિંદુત્વમાં, ઉષ્ણ અને ભેજવાળા પ્રદેશમાંની જીવન સમૃદ્ધિ, દેવ-દેવીઓમાં અને ધાર્મિક ક્રિયાઓમાં અનેકગણી થઇને પ્રતિબિંબિત થયેલી છે. અનેક જાતિઓ ધરાવતા હિંદુત્વના નવાનોખા સંસ્કાર, ધર્મ વિધિઓ, પ્રથાઓ, અને પ્રતિબંધો એક વિદેશી માટે તો સમજવા પણ અતિ કઠીન છે. તે માટે કોઇ પદ્ધતિ શોધવાથી પુરતું નથી થતું. ભવ્ય અને મહાન સિદ્ધાંતો ઉપર રચાયેલ એવી એક અપૂર્વ સંસ્કૃતિનું બંધ બેસતું નામ હિંદુત્વ થઇ પડયું છે. એ ધર્મના નિયમોની રચના જે ધરતી, વિપુલ એવી સામગ્રી અને સાધનો ધરાવતી અને પુરા પાડતી હોય તેની ઉપરજ સર્જી શકાય.

પ્રાચીન હિંદુ સમાજે શ્રમ કરવા માટે વર્ણ–વિભાગોના મહાન સિદ્ધાંતો રચ્યા હતા. જીવનની બધીજ કળાઓની ખાસ વહેંચણીએ તેમાં સર્વોત્કૃષ્ટતા આણી હતી. પ્રજાના એક વિભાગે કંઇજ ન કરવું, પરંતુ માત્ર યુદ્ધો લડવા અને શાશન કરવું, અને એ રીતે બીજી પ્રજાઓનું રક્ષણ કરવું; બીજા એક વિભાગે લખવું, વાંચવું અને ધાર્મિક ક્રિયાઓ કરવી, ત્રીજા એક વિભાગે બધાને ખોરાક પુરો પાડવો, અને એક ચોથા વિભાગે એ ત્રણે વિભાગોની સેવા કરવી. કહેવાઇ ગયું છે તેમ. તે એક અજોડ અને ઉન્નત સિદ્ધાંત હતો. આ વર્ણ–વિભિન્નતાઓ સર્વમાન્ય રહી અને યુગો સુધી પ્રથા તરીકે ચાલતી આવી. વ્યકિતગતતા, એ કોઇ પ્રશ્નજ નહોતો. જન્મજ માનવીના જીવન સંજોગો અને મૃત્યુ સુધીની તેની જીવન પદ્ધતિ નક્કી કરતું, અને આમ

સુંદર અને વ્યવસ્થિત રીતે સૈકાઓ સુધી પ્રજાના જીવન-પ્રવાહો વહ્યાં.

આવા એ સમાજમાં ઉત્તેજના ધરાવતી ઇસ્લામની અસરો આવી. હિંદના મહારાજ્યો તો કયારના નાના નાના અસંખ્ય પરગણાઓમાં સંકોચાઇ ગયા હતા, એટલે રણવાસીઓની શૌર્ય-કૂચોને અને દ્રષ્ટિમર્યાદા પારના આક્રમણકારોને, હિંદ અને તેના સમૃદ્ધ શહેરોના વિશાળ પ્રવેશદ્વારોના ઝળકતી મહત્વાકાંક્ષાના પ્રતિબિંબોએ આકર્ષ્યાં.

સમાનતાની ખુમારીની સાથે મુસ્લિમો, જીવનના આ અચોકકસ એવા દ્રષ્ટિ-દ્રષ્યમાં ન્યાય અને સહાનુભૂતિ પણ લાવ્યા. દૈનિક જીવનક્રમમાં તેઓએ કચડાયેલા અને પીસાયેલા તરફ ઉદારતા, સભ્યતા અને કૃપાભાવ દેખાડયો; અને હિંદના પ્રકાશિત સૂર્યાસ્તોની સામે કાળી રેખાઓમાં ઉપસી આવતા ભવ્ય ઘુમ્મટો અને ઉંચા, પાતળા મિનારાઓ બંધાયા.

હિંદની જન-શકિત વ્યગ્ર બની હતી, પરંતુ એ વિજયી સમૂહોના સ્થાપનોને જડમૂળથી ઉખેડી નાખવા માટે તેઓ પોતાને અતિ નબળા જણાયા. ઉત્તર-પશ્ચિમના રણ-પ્રદેશમાં ઇસ્લામ તેના બધાજ સામર્થ્ય અને પ્રભાવની સાથે ફેલાયો. દેવ-દેવીઓનો અસ્વીકાર અને બંધુભાવનાની સમાનતા તેના આકર્ષણ બન્યા. પરંતુ જેના દ્વારે ઇંદ્રપ્રસ્થ ઉભું હતું એવી વાસ્તવિક, હિંદુસમાજ તો એવી કોઇ વિશાળ અસર ભોગવતું ન થયું. તેણે તો એ નવા આવનારાઓને પણ યુદ્ધ અને શાશન કરનાર વર્ગમાં આવવા જગ્યા કરી આપી, અને વર્ણ-સંસ્થાઓના એ પ્રાચીન વિભાગો હતા તેટલાજ દુર્ગમ રહ્યા.

પશ્ચિમના નવા આક્રમણે હિંદનું જુદીજ રીતે ઘડતર કરવાનું

વચન આપ્યું. " સ્વતંત્રતા, સમાનતા અને બંધુભાવના " ની ફ્રેંચ બળવાની અને આધુનિક વિચારધારાની માન્યતાઓ સમાજના ગઢ કિલ્લાઓ ભેદવા સમર્થ જણાઇ છે. જ્યાંને ત્યાં પ્રાચીન સમાજ ઇમારતો કંપ અને ધ્રુજારો અનુભવી રહી છે. પરિવર્તનનો પ્રારંભ થયો છે. કદાચ તેમાં પ્રાણ અને પ્રગતિ આવે અને એ એક પ્રલય થઇને ફરી વળે; કદાચ તે નિઃશબ્દ મુંગુ એવું સ્વરૂપાંતર પણ નિવડે. એમાંથી કોઇપણ રીતે તેનું ભાવિ, તેના ભૂતકાળ જેટલુંજ ભવ્ય અને વિશિષ્ટ હશે.

આમ આપણે જોઇ શકીએ છીએ કે, હિંદુ અને મુસ્લિમ સમાજ રચનાઓ,જગતના પેલા છેડા જેટલી દૂરની અસંગતતા ધરાવે છે. તેઓના ઉત્કર્ષ, કે તેઓના વિનાશ માટે બન્નેને એક ધુંસરીએ જોડવા તે માત્ર અકુદરતી નહિ પરંતુ, અન્યાય ભર્યું પણ છે. એક રાજ્ય-નિયામક, કે એક સમાજ-સુધારકની ફરજો હિંદુ–હિંદમાં હશે તે કરતાં પાકિસ્તાનમાં અતિ નિરાળી હશે. બન્ને પ્રજાઓનું નિયમન કરવા માટે, બન્નેની એકજ પ્રતિનિધિ સંસ્થા નિમવામાં આવે તો તે બન્નેને ન્યાય નહિં આપી શકે, એટલુંજ નહિં પણ, તેની કાર્યપદ્ધતિ ખાસ કરીને પાકિસ્તાનના હિતો માટે અતિ વિનાશક નિવડશે, કારણ કે તે પ્રમાણમાં એક નાની પ્રજા ધરાવે છે. એકત્ર હિંદમાં જાતિ અને એવાજ બીજા કારણો, ' ફેડરલ એસેમ્બલી ' માં અગત્યનું સ્થાન ધરાવશે, અને પાકિસ્તાનની પ્રજા કે જેને માટે જાતિ વિગેરેનો કોઇ પ્રશ્નજ નથી, તેને જાતિ-ભિન્નતા ઉપર રચાયેલા પરાયા અને નિર્દય નિર્ણયો પ્રમાણે વર્તવાની ફરજ પડશે. વર્ષા-ભૂમિના આર્ય-દ્રાવિડી રાજ્ય-નિયામકો, ઉત્તર-પશ્ચિમની ખડક-ભૂમિના મુસ્લિમોની ખેતી વિષયક પ્રગતિમાં, અંતરાયો અને રૂંધનો ઉભા કરશે; જો કે તેમ કરવાની પદ્ધતિથી જે કંઇ નુકશાન મુસ્લિમોને થશે તેટલુંજ

નુકશાન વર્ષોના શાહીવાદને પણ થશેજ. જ્ઞાન-દ્રષ્ટિથી, એ જોવું મુશ્કીલ નથી કે, ભયાનક એવા આંતરિક યુદ્ધો, અવારનવાર, સેંકડો વર્ષો સુધી થયા કરશે, અને એક બીજા પ્રત્યે ધિકકાર વધારે ઉગ્ર બનશે, એટલુંજ નહિં, પરંતુ દરેક વિલિન થતા દસકાને અંતે મતભેદોનું નિવારણ વધારે ને વધારે વિકટ અને અશક્ય બનશે. સમયસરનો એક બીજાના ભિન્ન અસ્તિત્વનો સ્વીકાર અને એક બીજાની અખંડતાનું માનભર્યું સમાધાન, એ માત્ર ભાવિ ખૂનરેજીને અટકાવશે એટલુંજ નથી પરંતુ, એક બીજાના ભાવિ સહકારનો માર્ગ પણ ખુલ્લો કરશે.

મુસ્લિમો પંજાબ, કાશ્મીર, બલુચિસ્તાન, સરહદપ્રાંત, સિંધ અને બંગાલમાં બહુમતિ ધરાવે છે. દસ કરોડની હિંદી-મુસ્લિમ વસ્તીમાંથી લગભગ ત્રણ કરોડ બંગાલમાં વસે છે, એટલીજ સંખ્યા પાકિસ્તાનમાં, અને બાકીના વિશાળ એવા હિંદના બીજા ભાગોમાં પથરાયેલા પડયા છે. જ્યારે પાકિસ્તાન અને બંગાસામ પ્રબળ મુસ્લિમ પ્રદેશો છે, ત્યારે હિંદુઓની પણ પ્રબળ બહુમતિ ધરાવતા બીજા પ્રદેશો છે, જ્યાં મુસ્લિમો ઘણીજ લઘુમતિમાં છે. મુસ્લિમો સંયુકત પ્રાંતમાં ૧૫ ટકા, બીહાર અને ઓરિસ્સામાં ૧૧ ટકા, મદ્રાસમાં ૭ ટકા અને મુંબઇમાં ૮ ટકા વસ્તી ધરાવે છે. દરેકે દરેક જગ્યાએ તેઓ જાતિય અને સાંસ્કૃતિક રીતે પોતાની આસપાસના બીજા મુસ્લિમોથી સંપૂર્ણ જુદા પડતા છે, છતાં તેઓમાં કોઇપણ જાતના જાતિ પ્રતિબંધો ન હોવાથી એકબીજા સાથે સૈકાઓ સુધી સ્વતંત્રતાથી મિશ્ર થઇને તેઓએ પોતાની એક સમાન જાતિ બનાવી લીધી છે. તેઓનો આ જાતિ પ્રકાર હિંદી બીન-મુસ્લિમોથી તદ્દન જુદો અને નિરાળો હોય છે. તેઓનું લાંબુ નાક, ઉજળો ચહેરો અને કદાવર બાંધો, એ પાકિસ્તાન પ્રકારની હિંદી-અફઘાની જાતિયતાની એક શાખા

જેવો છે. આમ જાતિ, ધર્મ અને સંસ્કૃતિની સામ્યતાએ હિંદી-મુસ્લિમોને એક વિશિષ્ટ એવી રાષ્ટ્રીય ભિન્નતા અર્પી છે, કે જે બીન-મુસ્લિમોની રાષ્ટ્રીયતા સાથે સરખાવતાં, તે કરતાં વધારે સંતોષકારક અને સૂચક જણાઇ છે. બીન-મુસ્લિમો સાથે રાષ્ટ્રીય કાર્યો માટે તેઓ કયારેય પણ સહકાર સાધી કે આપી શકતા નથી, કારણ કે તેઓ આંતર જાતિય લગ્નો પણ નથી કરતા, કે એક બીજાની સાથે સામાજિક સંબંધ પણ નથી ધરાવતા હોતા. અને એટલેજ ઉત્તર-પશ્ચિમ હિંદ, અને પૂર્વ-હિંદ કે જ્યાં મુસ્લિમો બહુમતિમાં છે, તે પ્રદેશોને તેઓ પોતાનું રાષ્ટ્રીય ઘર બનાવવા માંગે છે. હિંદુઓ, કે જેઓ હિંદુસ્તાનમાં વિશાળ એવી સંખ્યા ધરાવે છે, તેઓ મુસ્લિમોની કાયદેસરની અને કુદરતી ઇચ્છાઓની આડે આવવાનું જકકીપણું સેવતા થયા છે. એટલુંજ નહિં પણ, મુસ્લિમોના ઘર-પ્રદેશોમાં પોતાની સત્તાઓના સંસ્થાપનો કરવાના સ્વપ્નાઓ સેવી રહ્યા છે. મુસ્લિમોમાં અત્યારે એ લાગણી પ્રવર્તતી થઇ છે કે, તેમને પોતાની રાષ્ટ્રીયતા માટે જે કંઇ મળવું જોઇએ તે, તેઓના વિરોધીઓ શાંતિપૂર્વક કયારેય પણ નહિ આપે. ધીમે ધીમે, પરંતુ મક્કમરીતે મુસ્લિમ જનતામાં એક અડગ નિશ્ચય, પોતાના રાષ્ટ્રીય અસ્તિત્વને ભયમાં ન મૂકાવા દેવા માટે, અને પાકિસ્તાન તેમજ મુસ્લિમ પૂર્વ-હિંદની સ્વતંત્રતા માટે પોતાનું જેટલું પણ સામર્થ્ય હોય, તેટલું અજમાવી લેવા માટે થઇ રહ્યો છે. દરેક વિતતા વર્ષની આખરે હિંદુ-મુસ્લિમ સંબંધો વધારે ને વધારે ખરાબ થતા જાય છે, અને જાહેર નોકરીઓ, વ્યાપાર તેમજ ઉદ્યોગોમાં સ્પષ્ટ એવી દ્વીરાષ્ટ્રીયતા, એક બીજા તરફથી આચરાઇ રહી છે. હિંદુ-મુસ્લિમ પ્રશ્ન એજ હિંદનો મુખ્ય પ્રશ્ન છે. તેની વધારે ચર્ચા હવે પછીના પાનાઓમાં કરશું.

પાકિસ્તાનમાં એક અગત્યની હિંદુ-લઘુમતિ છે. પાકિસ્તાનની



હિંદની સમસ્ત શીખ પ્રજા ઉત્તર-પશ્ચિમમાં રહે છે. પાકિસ્તાન એ કંઇ માત્ર એક મુસ્લિમ સત્તાજ નહિં બને, પરંતુ જગતમાં એકલી શીખ સત્તા પણ બનશે.





હિંદુસ્તાનમાં શીખોનું વસ્તી પ્રમાણ

હિંદુ-વસ્તી એ ભૂમિની વાસ્તવિક પ્રજા છે અને પોતાના મુસ્લિમ દેશભાઇઓની સમજાતિયતા ધરાવે છે. તેઓનો ધર્મ સુંદર, અને ઉદાર છે. વર્ણ બહિષ્કરણ અને અસ્પૃશ્યતા, આર્ય–દ્રાવિડી હિંદુઓની ધર્માધંતા જેટલી, તેઓમાં નથી. હિંદુત્વની વ્યાખ્યા સર હોલ્ડરનેસ આમ આપે છે: "અવ્યવસ્થિત વહેમો, ભૂત–પિશાચ, અર્ધ–દેવો, પૂજનીય મહાત્માઓ, ગૃહદેવો, વંશદેવો અને વિશ્વદેવોનું એક એવું ગુંચવાયેલું જંગલ, કે જેમાં અસંખ્ય દેવ મંદિરો અને તેમાંના વિષમ સંસ્કાર વિધિઓના શોરબકોર ગુંજતા હોય; અને એક માખીનો જીવ લેનારને પાપી ગણીને તિરસ્કારવા છતાં, હસતા હસતા માનવભોગો લેવાતા હોય." અલબત, એ વ્યાખ્યા પાકિસ્તાની હિંદુઓને કોઇ રીતે લાગુ નથી પડતી. તેઓનો ધર્મ વેદોનો, અને વેદ પછીના શાસ્ત્રોમાંનો છે. તેઓ સર્વશકિતમાનને ભજે છે, અને તે પણ સાદી એવી ક્રિયાઓ સાથે. પાકિસ્તાની હિંદુઓની જાતિય અસમાનતા છતાં, ઇસ્લામી દુનિયાના સતત પરિચયે તેઓને લોકશાશનવાદી દ્રષ્ટિ આપી છે. તેઓની ભાષા, તેઓના મુસ્લિમ દેશ–નિવાસીઓની ભાષાની જેમ ફારસી શબ્દો અને દોહરાઓથી મંજુલ બનેલી હોય છે. એ પ્રદેશની ભાવિ પ્રગતિનો આધાર તેના હિંદુ પુત્ર અને પુત્રીઓ પર અવલંબે છે. જો તેઓ તેને નિરાશ કરશે તો તે પ્રદેશ દ્રાવિડી–હિંદમાં શોષાઈ જશે, અને દુનિયાની એક ઉન્નત જાતિ કોઇપણ જાતના નામ કે દેશ સિવાયની રહેશે.

શીખો વિશિષ્ટ એવા પાકિસ્તાનીઓ છે. તેઓ શુદ્ધ આર્યજાતિના છે, અને ધાર્મિક નિયમાનુસાર વાળોની ભરાવદાર ઘટાઓથી તેઓ એક નિરાળું દ્રષ્ય રજુ કરે છે. તેઓમાંના અનેક ખેતીકારો છે, અને ગ્રામ્યવિસ્તારોમાં રહે છે.

શીખધર્મ એ હિંદુત્વ અને ઇસ્લામ બન્નેનો સુમેળ ધરાવે

છે. પંજાબના મહાન આશ્વાસક ગુરૂ નાનકે એ ધર્મ શોધ્યો અને અમૃતસરની આસપાસના પ્રદેશમાંથી તેને પહેલા અનુયાયીઓ મળ્યા. આજે શીખો આખા પાકિસ્તાનમાં પથરાયેલા પડયા છે, અને પ્રો. લાઇડના કથન મુજબ દેશમાં એક વિલક્ષણ સ્થાન ભોગવે છે. ૧૯૩૧નાં હિંદના વસ્તી પ્રમાણમાં તેઓની સંખ્યા તેંતાળીશ લાખ છત્રીશ હજારની છે. હિંદની શીખપ્રજા લગભગ પંચાણું ટકાથી વધારે પાકિસ્તાનમાંજ રહે છે.

સમસ્ત હિંદુસ્તાનની વસ્તીના પ્રમાણમાં તેઓની વસ્તી લગભગ એક ટકાથી પણ ઓછી છે. સ્પષ્ટ રીતે આટલી નાની લઘુમતિ, સાંસ્કૃતિક કે રાજ્યદ્વારી પ્રગતિમાં, આટલા વિશાળ ઉપખંડમાં પોતાની કોઇજ અસર ન ઉપજાવી શકે એ દેખીતું છે. અસીમ એવી બહુમતિના દબાણની સામે પોતાની ધાર્મિક અને સાંસ્કૃતિક વિભિન્નતા તેઓ જાળવી રાખી શકશે એ પણ લગભગ એટલુંજ અસંભવિત છે.

પાકિસ્તાનની સ્વતંત્રતાથી શીખોની સ્થિતિ વધારે મજબુત થશે. ત્યાં તેઓ જમીનદારોની એક મહત્વની લઘુમતિ ધરાવતા હશે. પાકિસ્તાનમાં તેઓનું વસ્તી પ્રમાણ લગભગ નવ ટકાનું થતું હશે. આત્મ-નિર્ણયના રાષ્ટ્રીય હક્કોનો અર્થ, શીખોના આત્મનિર્ણયનો હક્ક—એમ ત્યાં થશે. અને વર્ધાની શાહીવાદી એવી વિશાળ બહુમતિમાં શોષાઇ જવાનો તેઓને કોઇ ભય નહિં રહે. સ્વતંત્ર પાકિસ્તાન એ, માત્ર એક મહાન મુસ્લિમ સત્તાજ નહિં બને; પરંતુ તે જગતભરમાં એક માત્ર શીખ સત્તા પણ બનશે. અને આજ કારણો છે કે. પાકિસ્તાની મુસ્લિમો, પોતાના શીખ ભાઇઓની સામે એ પિતૃ-ભૂમિની મુક્તિ માટે સહકારની દ્રષ્ટિ રાખે છે.



# સંસ્કાર વિચિત્રતા

## પ્રકરણ ૭ મું :

કોઇએ કહ્યું છે કે, " અન્ન તેવો ઓડકાર. " જો કે રસાયણશાસ્ત્ર અને તેના દ્રવ્યાંતરોનું આપણું જ્ઞાન, આપણને ભાગ્યેજ તેમાં સંમત થવા દેશે. છતાં એ સિદ્ધાંત યોગ્ય અને તાત્વીક સત્યથી સંપૂર્ણ વેગળું તો નથીજ. એ એક સીધી અને સાદી સમજની વાત છે કે, લોકોનો ખોરાક તેની સંયોગ પરિસ્થિતિ ઉપર આધાર રાખતો હોય છે, એટલુંજ નહિં પરંતુ તેઓના શારીરિક વિકાસ ઉપર અસર કરતો અને અમુક પ્રમાણમાં તેઓની માનસિક સ્થિતિ પણ ઘડતો હોય છે. એ સંપૂર્ણ ભિન્ન પ્રકારના પ્રાણીઓની જુદા જુદા ખોરાકો તરફની પસંદગી સ્પષ્ટ હોય છે. માનવજાતિઓમાં પણ જુદી જુદી જાતિઓના પ્રિય ખોરાકો જુદા જુદા હોય છે. શ્વેતજાતિની દેખીતી અને નોંધપાત્ર પસંદગી, ધાન્યમાં ઘઉં તરફ હોય છે, જ્યારે પીળી અને કાળી જાતિઓની એવીજ પસંદગી ચોખા તરફ ઢળતી

હોય છે. પ્રાચીન સમયમાં સફેદ જાતિઓ જગતના સુક્કા સમશીતોષ્ણ પ્રદેશોમાં વસતી હતી, કે જ્યાં ઘઉં સહેલાઇથી અને વિશેષ પ્રમાણમાં ઉગાડી શકાતા હતા. ત્યાંનું વાતાવરણ તેઓને માફક આવતું હતું. પીળી જાતિઓ ભીનાશવાળા સમશીતોષ્ણ પ્રદેશોના ચોખા-ખેતરોમાં વૃદ્ધિગત થઇ, અને કાળા લોકો અતિ ભેજવાળા ભીના અને ઉષ્ણ પ્રદેશોમાં પથરાયા. આજે પીળી પ્રજાઓ અને કાળી પ્રજાઓના વિશાળ વસ્તી–સમુહો, ભીના–સમશીતોષ્ણ અને ભીના–ઉષ્ણ પ્રદેશોમાં અનુક્રમે વસી રહ્યા છે. જ્યારે શ્વેત પ્રજાઓ હજુ પણ સુક્કા અને સમશીતોષ્ણ પ્રદેશોમાં વસી રહી છે.

મુસાફરી અને વ્યવહારોના અર્વાચીન સાધનો, વધારાની વસ્તીને સંસ્કૃત એવા વસ્તી–કેન્દ્રોમાંથી લઇને, નવા શોધાયેલા દેશોના જંગલી પ્રદેશોમાં લઇ જવા સમર્થ થયા છે. તોપણ શ્વેત જાતિના લોકો, અતિ વિશાળ એવી સંખ્યામાં, કયાંય પણ વિષુવવૃતના પ્રમાણમાં ભીના અને ઉષ્ણ પ્રદેશોમાં વસી શકયા નથી. જ્યારે બીજી બાજુ જાપાની સંસ્થાનીઓએ દક્ષિણ-પૂર્વ એશિયા અને મલાયાની ગરમ અને વર્ષાભરી ૠતુઓની, પોતાની અતિ પસંદગી દર્શાવી આપી છે.

એવું લાગે છે કે, આમ સર્જન નિયમોને અનુસરીને, લોકોના જાતિય વિભાગો અને તેની માટેના ચોકકસ આબોહવા ધરાવતા પ્રદેશો નિર્ણિત થયા છે. દેશ–પ્રદેશો અને પ્રજાઓના દરેક કૃત્રિમ જોડાણો આવી રીતે મહાન સર્જનહારની આ યોજનાની વિરૂદ્ધ છે, અને એટલે દુઃખ, કષ્ટ, સંતાપ અને મહાવ્યથા સિવાય બીજું કંઇજ પરિણામ લાવી શકે તેમ નથી.

હિંદના ધાન્ય પાકોનો સાધારણ અભ્યાસ આ વિશાળ

ઉપ–ખંડના અનેક વિભાગોમાં વસતી અનેક જાતિઓની વિલક્ષણતાઓની સૂચકતા ધરાવે છે. હિંદી ખોરાકોના બે મુખ્ય ધાન્ય, ઘઉં અને ચોખા છે. ઘઉંને સમશીતોષ્ણ હવામાન, ઉગવાના પ્રથમ તબક્કે વરસાદ અને ત્યાર પછી પાકવા માટે સુકકું હવામાન તેમજ પુરતા સૂર્ય પ્રકાશની જરૂર હોય છે. જ્યારે બીજી બાજુ ચોખાને મોટા પ્રમાણમાં ભીનાશની જરૂર હોય છે. એટલે સપાટ એવા મેદાનોમાં તેના મૂળીઆની આજુબાજુ, ઉગે ત્યાં સુધી પાણી ભરાઇ રહે છે. પૂર્વ અને દક્ષિણમાં કે જ્યાં વરસાદ ઘણાજ વધારે પ્રમાણમાં પડે છે, ત્યાં ચોખા મોટા પ્રમાણમાં ઉગી શકે છે. પરંતુ ત્યાં ઘઉં ઉગાડવા તદ્દન અશક્ય છે કારણ કે, તે પાક વધારે પ્રમાણમાં ભીનાશ નથી સહન કરી શકતો. ઉત્તર-પશ્ચિમના સુક્કાં પ્રદેશોમાં લાખો એકરોમાં ઘઉં ઉગે છે, પરંતુ ત્યાં ચોખા ઉત્પન્ન કરવા અસંભવિત છે. જો હિંદુસ્તાનને એકજ એકમ ગણવામાં આવે તો તે એકમમાં અગત્યનો એવો પાક ચોખાનો છે. બ્રિટિશ હદમાં દર વર્ષે આઠ કરોડ ચોરસ માઇલના વિસ્તારમાં માત્ર ચોખાનોજ પાક થાય છે. એ નોંધપાત્ર છે કે, પાકિસ્તાનમાં તેનું પ્રમાણ વીશ લાખ ચોરસ માઇલથી વધારે નથી, જે લગભગ બે ટકાની બરાબર થાય છે. જ્યારે બીજી બાજુ બ્રિટિશ હિંદમાં બે કરોડ વીશ લાખ ચોરસ માઇલના વિસ્તારમાં ઘઉંનો પાક થાય છે, જેમાંથી લગભગ પચાસ ટકા જેટલો, એટલે કે એક કરોડ ચોરસ માઇલનો વિસ્તાર–પ્રમાણ પાકિસ્તાનમાં છે. આમ આપણે જોઇ શકીએ છીએ કે, હિંદુસ્તાનનો અગત્યનો એવો ધાન્યપાક, પાકિસ્તાનીઓને નિરૂપયોગી હોય એવો છે, અને હિંદુસ્તાનીઓનો મૂળ ખોરાક એ કંઇ પાકિસ્તાનીઓનો મૂળ ખોરાક પણ નથી.

" મનુષ્ય, માત્ર રોટલીથીજ નથી જીવી શકતો. " તો પણ

હિંદની કુલ વસ્તી

હિંદમાં શીખ વસ્તી

પાકિસ્તાનની કુલ વસ્તી

પાકિસ્તાનમા શીખ વસ્તી

[ સમાન માપમાં ].

શીખ વસ્તી હિંદની વસ્તીના ૧ ટકાથી પણ ઓછા પ્રમાણમાં છે. લોકશાશનવાદી હિંદના રાજ્યકારણમાં આ આર્ય લઘુમતિ, અનેક ગણી અનાર્ય બહુમતિમાં શોષાઇ જશે. જ્યારે પાકિસ્તાનમાં તેઓ, તેઓની જેવીજ રક્ત અને માંસની બનેલી બહુમતિમાં, એક અગત્યની ધાર્મિક લઘુમતિ ધરાવતા હશે.

મનુષ્ય એકલા ચોખાથી તો જરૂર જીવી શકે છે. ખોરાક સિવાય મનુષ્યને કપડાં અને આશ્રયસ્થાનની પણ જરૂર હોય છે. પોતાના આત્માને જીવંત રાખવા માટે તેને કવિતા અને સંગીત, પ્રેમ અને મહત્વાકાંક્ષાઓ, ધર્મ અને ચિંતનોની પણ જરૂર હોય છે. પાકિસ્તાનીઓ અને દક્ષિણ હિંદીઓમાં માત્ર એજ ભિન્નતા નથી કે તેઓ નિર-નિરાળો ખોરાક ખાય છે, પણ એક બીજાથી જુદા એવા કપડાં પહેરે છે, જુદીજ જાતના ઘરોમાં રહે છે, અથવા તો તેઓની ચામડીનો રંગ નિરાળો છે, કે તેઓના ચહેરા અને શરિરોના ઘડતર ભિન્ન છે– પરંતુ બીજી મહાન એવી ભિન્નતા જો તેઓમાં હોય અને જે બીજી ગૌણ ભિન્નતાઓને જન્માવતી હોય તો તે, તેઓની બુદ્ધિ અને આત્માના નિરાળા જીવનો જ છે. કળા અને સાહિત્યની બાબતમાં ઉત્તર અને દક્ષિણને સામાન્ય હોય તેવું કંઇજ નથી.

પાકિસ્તાનના લોકો ઘઉં ખાય છે અને દક્ષિણના લોકો ચોખા ખાય છે, એ સત્ય તેઓના વાતાવરણ, જાતિયતા, અને બંન્ને પ્રદેશોની સાંસ્કૃતિક ભિન્નતાનું સૂચક છે. તે એ પણ બતાવે છે કે પંજાબ એક સુક્કો પ્રદેશ, અને મદ્રાસ વર્ષાભર્યો પ્રદેશ છે. પંજાબના ખડક પ્રદેશો અતિ ઠંડા અને અતિ ગરમ છે, જ્યારે મદ્રાસના પ્રદેશો હરિયાળા, ભિના અને શરદી વીનાના છે. પંજાબીઓ ઉંચા, ઉજળા અને કદાવર છે, જ્યારે મદ્રાસીઓ ઠીંગણા, કાળા અને સાધારણ બાંધાના છે. પંજાબના ગ્રામ્યઘરો અને મસ્જીદોને સપાટ છાપરા હોય છે, જ્યારે મદ્રાસી ગ્રામ્ય વિસ્તારોમાં ગોળ અણીદાર છાપરાઓવાળા ઘરો અને દેવસ્થળો હોય છે. પંજાબીઓની ભાષા આર્ય છે, અને મદ્રાસીઓની કોઇ બીજીજ,–ટુંકમાં પંજાબ અને મદ્રાસ આ ધરતી ઉપર હોઇ શકે એવા બે સંપૂર્ણ ભિન્ન પ્રદેશો છે. ઉત્તર અને દક્ષિણ વચ્ચેની

વિપુલ એવી વિભિન્નતાના બીજા કોઇ વિશેષ ઉદાહરણો, ડૉ. ડડલીના ભૌગોલિક પુસ્તક 'એશિયા' માંના નિચેના અગત્યના ફકરા સિવાય, વધારે વાસ્તવિકતા સાથે આપી શકાય તેમ નથી. મદ્રાસના ખેતી વિષય ઉપર લખતાં ડૉ. ડડલી કહે છે કે: "......ઉત્તર-હિંદુસ્તાનની સાથે સરખાવતાં ઘઉંના પાકની ગેરહાજરી નોંધ પાત્ર છે....... થોડા વર્ષો પહેલાં મદ્રાસમાં એક ભયંકર દુષ્કાળ વખતે, ખોરાકની અછત હોય તેવા પ્રદેશોમાં, ઉત્તરમાંથી ઘઉંની વિપુલ મદદ મોકલવામાં આવી હતી. પરંતુ હિંદુસ્તાનની વિશાળતા અને તેના રીતરિવાજોથી નિપજતા ભેદભાવો એટલા મોટા પ્રમાણમાં છે, તેમજ તેના લોકોની વારસામાં ઉતરતી રૂઢીપૂજકતા અને અજ્ઞાનતા એટલી છે કે, હજારો માણસો તે મોકલાયેલા ઘઉંના જથ્થા ભર્યા રેલ્વે વાઘીનોની સામે, તેને અડકયાં પણ સિવાય, તરફડીયાં મારીને ભૂખથી મર્યા."

એવીજ રીતે ઉત્તર અને દક્ષિણની કળા અને સાહિત્યની ભિન્નતા, તે બે પ્રદેશના લોકોના સ્થિતિસંયોગોના ભેદભાવને આભારી છે. એ તફાવત પરિસ્થિતિની અસરો અને માનવધર્મશાસ્ત્રના નિયમોથી સંબંધીત તેઓની પસંદગીઓ અને પ્રતિકુળતાઓને પણ આભારી છે. ઘઉં ખાતો આર્ય અને ચોખા ખાતો દ્રાવિડી એકબીજાની વચ્ચે રહીને પણ પોતાની રીતે ખાશે, પીશે અને જીવનનાં આનંદ મેળવશે. પ્રાણીધર્મશાસ્ત્રના નિયમ અનુસાર એકજ જાતિના લોકો ભેગા મળી જેટલો આનંદ અને અનુકુળતા દેખાડી શકે, અને એમ કરીને એક ઉત્કટ એવો દેશભકત રાષ્ટ્ર સર્જી શકે, તેમાનો એક અંશ પણ આ બે જાતિઓના લોકો ભેગા મળીને ન કરી શકે.

એક પાકિસ્તાની, જમુના ઓળંગીને ગંગાની ખીણોમાં થઇને

પૂર્વ તરફ મુસાફરી કરે, તો પોતાની જન્મભૂમિ છોડીને, તે એક અજાણ્યા અને પારકા દેશમાં થઇને પસાર થાય છે, એમ તેને લાગ્યા વિના નહીં રહે. તેની આજુબાજુના લોકો અવર્ણનીય રીતે તેને વિદેશી અને અજાણ્યા લાગતા હોય છે. ઘણુંકરીને તેઓ, તેને પોતાથી નાના કદના અને સાધારણ રીતે કાળા રંગના જણાય છે. તેઓના નાક ચપટા, હોઠ જાડા અને વાદળી રંગના હોય છે. તેઓ કોણ છે તેનો તે નિર્ણય નથી કરી શકતો, પરંતુ ગમે તેમ તેઓ પોતાના દેશના લોકો જેવા નથી, અને તેઓથી અત્યંત ભિન્ન સ્વરૂપના છે એમ તેને લાગે છે. તેઓમાંના થોડાક ઉજળા ભૂરા રંગના હોય છે, અને બીજા થોડાકોનો રંગ શ્વેત રંગને મળતો આવતો હોય છે, છતાં ઉત્તર તરફના લોકોના શ્વેત રંગ જેવો તે નથી હોતો. કદાચ તેને કોઇ કદાવર અને મજબુત માણસ પણ દેખાય છે, પરંતુ તેની એ મજબુતાઇ અને કદ, પોતાના લોકોના કદ અને મજબુતાઇથી તદ્દન નિરાળા પ્રકારનાં હોય છે. ત્યાંના પ્રદેશો તેને ભીના અને વિચિત્ર એવી લીલોતરી તેમજ ચોખાના પાકોથી છવાયેલ લાગે છે. તેની દ્રષ્ટિમાં ત્યાંના ગામડાઓ એકબીજાથી અત્યંત નજીક છે, અને તે બધામાં, સમાન રીતે, કપડાં પહેર્યા વિના રખડતા નાના છોકરાઓ, અને કાદવ-ઘરોની દિવાલોની બાજુમાં દોડતા કુક્કુરો થી ભર્યા ભર્યા દેખાય છે. ઉભી રહેતી રેલ્વેનું દરેક સ્ટેશન તેને કાળા ઠીંગણા પુરૂષો, અને સ્ત્રીઓના ટોળાઓથી છવાયેલું લાગે છે. તેઓએ વિચિત્ર એવા ઉજળા રંગના કપડાં પહેર્યા હોય છે, અને વિચિત્ર એવી ભાષામાં એકબીજાની સાથે તિક્ષ્ણ રીતે બોલતા હોય છે. ઉત્તર પ્રદેશના એ મનુષ્યને લાગે છે કે, પોતે એક સંપૂર્ણ અપરિચિત પ્રદેશમાં આવી લાગ્યો છે, એવા પ્રદેશમાં કે જ્યાંની પ્રજાપણુ તેનાથી સંપૂર્ણ અપરિચિત છે. જ્યારે તેને

એમ કહેવામાં આવે છે કે. અત્યારે તે હિંદુસ્તાનના કેન્દ્ર પ્રદેશમાં આવી લાગ્યો છે, ત્યારે તેને લાગે છે કે તે પોતે સંપૂર્ણ રીતે હિંદુસ્તાની નથી.

જો ઉત્તર-પશ્ચિમના લોકોનો દેશ પારસ્પારિક પ્રેમ અને વિશ્વાસ, અભિમાન અને રાષ્ટ્રીય આત્મ-ભાન, સમાનતા અને ન્યાય ભર્યો પ્રદેશ બનાવવો હોય; જો તેઓનાજ માંસ અને રૂધિરના બનેલા બીજા લોકો સાથે તેઓને સ્વદેશાભિમાનનું આત્મભાન કરાવી, તેઓના જીવન અસ્તિત્વને રસભર્યું બનાવવું હોય તો, અત્યારેજ તેઓના પ્રદેશના ભિન્ન અસ્તિત્વ તરીકે તેઓની માતૃભૂમિને સ્વિકારવી જોઇએ. ઉત્તર-પશ્ચિમના લોકો, અને મુસ્લિમો, તેઓ કરતાં વધારે સંખ્યામાં અને વધારે લાગવગવાળી, પરંતુ સ્વાર્થી એવી બીજી પ્રજાઓને પોતાની ઉપર શાશન કરવા દઈ પોતાની ભિન્નતાને અને પોતાના અસ્તિત્વને ભૂંસાવા નહિ દયે. ઉત્તર-પશ્ચિમની એ ભૂમિમાં આપણા વડવાઓની પવિત્ર ખાક મેળવાયેલી પડી છે. અમારી એ પિતૃભૂમિનું શાશન બીજા કોઇના હાથમાં અમે નહિં જવા દઇએ. અમારા વંશજોનો, અમારી સ્વતંત્રતા, સ્વમાન, અને ધાર્મિક ઉન્નતતાનો એ અપૂર્વ વારસો છે.

આ પાનાંઓના વાંચકોને પ્રતિતી થશે કે, જે કંઇ કહેવાયું છે તે પ્રમાણભૂત અને વાસ્તવિક છે. પાકિસ્તાની અને હિંદુસ્તાની કયારેય પણ સમાન ભાઇઓ તરિકે ભેગા મળી શકતા નથી. પારકા તરીકેની લાગણી તેઓમાં સદાને માટે રહેશે-ઝાંખી અને નિસ્તેજ એવી એક લાગણી તેઓના હૃદયમાં હંમેશનું સ્થાન લઇ ચૂકી છે, અને તે એ કે, ન સમજી શકાય તેવી વિલક્ષણતા અને વિચિત્રતા એક બીજાના જીવન વ્યવહારોમાં ભરી ભરી છે.

એક માણસ તેની ઉપર જેમ જેમ વધારે વિચાર કરે છે, તેમ તેમ તેને વધારે ખાત્રી થતી જાય છે કે, એ ભિન્નતા અનિવાર્ય છે. સચોટ વાસ્તવિકતાઓ બીજા કોઇજ પરિણામો ઉપર નહિં આવવા દયે. મુંબઇમાં એક નાની એવી બંગાળી–હિંદુ જાતિ સંપૂર્ણરીતે નિરાળીજ વસી રહી છે. તેઓ બધા એકજ લતામાં વસે છે. પોતાનોજ પોષાક પહેરે છે. પોતાની ભાષા બોલે છે. તેઓની કલબો જુદી છે, અને પોતાની જરૂરીયાતના સાધનો પણ તેઓ પોતાના લતામાંના, પોતાના લોકોની દુકાનેથીજ ખરીદે છે. તેઓની આસપાસ વસી રહેલા લોકોની નજરમાં તેઓ સંપુર્ણપણે વિદેશી છેઃ અને બીજું થઇ પણ શું શકે ? કારણ કે ત્યાંની પ્રજા અને આ બંગાળી હિંદુઓ વચ્ચે જરા પણ સમાનતા કે સામ્યતા નથી.

"માત્ર સ્ત્રીઓ માટે" નો થર્ડકલાસનો રેલ્વે ડબો સદાય એક જીવંત સ્થળ હોય છે. તેમાં બેસવા વાળી સ્ત્રીઓ, જે પ્રદેશની એ રેલ્વે હોય ત્યાંની જુદી જુદી જાતિઓની પ્રતિનિધિ હોય છે, તેઓના જેવીજ બીજી અસંખ્ય સ્ત્રીઓની તેઓ પ્રતિક હોય છે. ત્યાં તેઓના પતિ અને પુત્રો, કોઇપણ ચીજ વસ્તુઓના ભાવો, તેઓએ પહેરેલા કપડાંઓની કિંમત અને તેનું ટકાવપણું. બાળકોની કેળવણીની મુશ્કેલીઓ અને યુવાન થયેલ પુત્રીઓની લગ્નચિંતા, એ બધા વિષયો ઉપર તેઓને વાટાઘાટ કરતી સાંભળવી એ જેટલું આનંદ ભર્યું છે, તેટલુંજ અસરકારક પણ છે.

જીવનની જરૂરીયાતોની બધીજ વસ્તુઓ ત્યાં પ્રફુલ્લતાથી ચર્ચાય છે. અને તેની ઉપર ટીકા–ટીપ્પણો થાય છે. આ ટીકા–ટીપ્પણો ખાસ કરીને માતા તૂલ્ય અને પ્રૌઢા સ્ત્રીઓના



અતિ વરસાદવાળા પ્રદેશોમાં ચોખાનો પાક વિશેષ છે. હિંદુસ્તાનનો એ મુખ્ય ખોરાક છે. ઉત્તર-પશ્ચિમમાં ઘણુંજ ઓછા ચોખા ઉત્પન્ન કરવામાં આવે છે તે સૂચક છે. અસંખ્ય એવી અનાર્ય જાતિઓની ચોખા-સંસ્કૃતિ જમુના પાસે થંભી જાય છે, અને હિંદી-અફઘાની સંસ્કૃતિ ત્યાંથી શરૂ થાય છે.





હિંદમાં ચોખાનો પાક [ ટપકાંવાળા પ્રદેશો ].

હોય છે, અને " મેં આમ કર્યું હોત " એવી ભાવનાઓની સાથે યુવતીઓ તેને અત્યંત રસભરી રીતે સાંભળતી હોય છે.

પરંતુ આવી જાતની કોઇ વાતો, એક પંજાબી અને એક બંગાલી સ્ત્રી, કે પછી એક પઠાણુ સ્ત્રી અને એક મદ્રાસી સ્ત્રી વચ્ચે કયારેય, કોઇ પણુ સ્વરૂપમાં નથી સંભવી શકતી, કારણુ કે જીવન જરૂરીયાતો માટેના તેઓના ખોરાકો, અને તેને રાંધવાની પદ્ધતિ પણુ જુદી જુદી હોય છે. તેઓના કે, તેઓના પતિના અને પુત્રોના કપડાં પણુ જુદા જુદા કાપડમાંથી, જુદી જુદી પદ્ધતિથી બનાવેલા હોય છે. તેઓના પોતાના પણુ કપડાં અને ઘરેણાં એક બીજાથી તદ્દન જુદીજ જાતના હોય છે. એક બીજાના એ કપડાં-ઘરેણાં ગમે તેટલા ઉમદા કે કિંમતી હોય છતાં એક બીજાને પહેરવા કયારેય નહિં ગમે, એટલુંજ નહિં પરંતુ તેની તરફ અણુગમો પણુ આવશે.

તે સ્ત્રીઓ તદ્દન જુદીજ ભાષાઓ બોલી રહી હોય છે. તેઓનો શારિરીક દેખાવ-વાળ, આંખો, રંગ, શરિર અને ચહેરાનું ઘડતર, એ બધું એક બીજા માટે આશ્ચર્યભરી વિચિત્રતા છે. એકજ રાષ્ટ્રની સ્ત્રીઓ કયારેય પણુ આવી અને આટલી અનોખીયતા કે ભિન્નતા ધરાવી શકે ? એમ હોય તો કઈ રીતે તેઓ વચ્ચે દેશભકિતના સ્નેહ-સંબંધો સધાય ? આ સત્યો એક રાષ્ટ્રની વાતોના ઉચ્છેદક નથી શું ? મુશ્કેલી એજ છે કે તે જોવા અને જાણ્યાં છતાં પણુ અવગણાય છે.

આમ છતાં જે લોકો પોતાનો સમય, દ્રવ્ય અને શકિત, હિંદુસ્તાનની જુદી જુદી અને સંપૂર્ણરીતે ભિન્ન જાતિઓ ઉપર કૃત્રિમ ઐકયતા લાદી દેવા માટે વાપરી રહ્યા છે, તેઓ અત્યારના સંજોગોમાં કોઇપણુ ન હોય એવું, એક મહાન ઘોરકર્મ આચરી

રહ્યા છે. તેઓ અતિદુષ્ટ એવી માનસિક કલ્પનાઓથી ઉત્તેજીત થયા છે. મલીન મહત્વાકાંક્ષા અને ઘોર અજ્ઞાનતા તેઓની પાસે એમ કરાવી રહી છે. જો વખતસર તેઓ પરિસ્થિતિને સમજીને કારણો ખોળી કાઢવામાં પાછા પડશે તો ઉપખંડ જેવી વિશાળ માતૃભૂમિ, અરાજકતા અને કોમી વિખવાદોથી સળગી ઉઠશે—અને તેના પરિણામે ધિક્કાર, કલેશ, અને વ્યથાના એવા ઝંઝાવાતો ઉત્પન્ન થશે જે યુગો સુધી ભવિષ્યમાં ચિરકાળ અને ચિરઃસ્થાયી રહેશે.



# પાકિસ્તાન, એક વાસ્તવિક્તા

## પ્રકરણ ૮ મું :

**પાકિસ્તાન** એક નહેરભૂમિ છે. વર્ષો પૂર્વે સિંધ, બીકાનેર, પંજાબ અને સરહદપ્રાંતોની વિશાળ એવી ભૂમિ, અર્ધ–રણ પ્રકારની લીલોતરીથી છવાયેલી વેરાન–ભૂમિ હતી. પંજાબની નદીઓ વચ્ચેના દોઆબ પ્રદેશો થોડા થોડા ઘાસથી છવાયેલા હતા. અને છુટા છવાયા ઢોર ચારનારાઓના તે પ્રદેશો નિવાસ સ્થાન અને નિર્વાહસ્થાન હતા. દોઆબ પ્રદેશના આ લોકોએ માત્ર પોતાના જીવનની નિતિ–રીતીઓજ જાળવી રાખી નથી, પરંતુ પોતાના આર્ય વડવાઓની બીજી અનેક લાક્ષણીકતાઓને પણ જાળવી રાખી છે. તેઓના વડવાઓની જેમ તેઓ પણ સુંદર, સુંવાળા વાળવાળા અને કદાવર બાંધાના છે. ઘાંસથી છવાયેલા પ્રદેશોમાં ભમવાનો અને પોતાના ઢોરોને એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં ચરાવવા અર્થે લઇ જવાનો તેઓનો શોખ અને આનંદ જન્મસિદ્ધ છે. પોતાની મિલ્કતોને તેઓ

ઝવેરાતના સ્વરૂપમાં પોતાના શરીર ઉપરજ રાખે છે, અને જ્યારે ગીતો રચીને તેને, પડઘા પાડતી ટેકરીઓની વચ્ચે, લલકારતા નથી હોતા, ત્યારે તેઓ એક બીજાના ઢોરોને ચોરીને અહિંથી તહિં સંતાતા ભાગવાના મર્દાનગીભર્યા ખેલો ખેલતા હોય છે. ઢોર–ચોરો પોતાની લુંટની સાથે સેંકડો માઇલ સુધીની મજલો કાપી નાખે છે, અને તેના ભોગ બનેલા માલિકો, આશ્ચર્યકારક શોધક બુદ્ધિ અને ધીરજથી તેઓનો પીછો ત્યાં સુધી કરતા રહે છે, જ્યાં સુધી અંતમાં તેઓ તેનો કબજો પાછા નથી મેળવતા. અને તેમ કરવામાં થોડુંએક વહેલું ખૂન એ તો પરિણામની સાધારણ બાબતોમાંની એક હોય છે.

પરંતુ નહેર–પ્રથાના આગમનથી આ બધીજ વસ્તુઓ પલ્ટાઇ ગઇ છે. આર્ય ચરવાહાઓ હવે સ્થાયી થયા છે, અને એ પ્રદેશોમાં ખેતી પણ કરે છે – જેઓની સંખ્યા દીનપ્રતિદીન વધતી જાય છે. નકામા છોડવાઓ અને કાંટાવાળી ઝાડીઓથી છવાયેલા લાખો માઇલોના પ્રદેશો, અત્યારે પવનના મોજાઓમાં લહેરાતાં ઘઉં, રૂ, અને શેરડીના હરિયાળાં ખેતરો બન્યા છે. સિંધના રણ–પ્રદેશોની સાથે તેના ફળદ્રુપ પ્રદેશો મળીને, માણસોના જીવન નિર્વાહના સાધનો અને પદાર્થો ઉત્પન્ન કરતી એટલી ખેતીજન્ય જમીન બની છે કે જે મિસરની જમીનની બરાબર થવા જાય છે. નહેર–પ્રથા, પાકિસ્તાન જેટલી દુનિયાના કોઇ પણ બીજા ભાગમાં ઉત્પન્ન થઇને ફાલીફુલી નથી. થોડાએક દસકાઓમાં તેના નદી પ્રવાહોનું અસીમ પાણી, નિરર્થક રીતે વહીને દરિયામાં મળી જતું અટકાવીને તેનો ઉપયોગ, અર્ધ-રણભૂમિ જેવા પ્રદેશોને ફળદ્રુપ કરવામાં કરાયો છે. આમ કરવાના કારણો, તેની ભિન્ન અને અવિનાશી એવી પરિસ્થિતિમાંથી ઉત્પન્ન થયા છે. ભૌગોલિક રીતે આ પ્રદેશો, ઉત્તરમાંથી નદી પ્રવાહોમાં તણાઇને

આવતી ફળદ્રુપતાથી છવાયેલા છે. સફળ ખેતી માટેના, અને ખેતીકારોની એક વિશાળ વસ્તીને સમાવીને ટકાવી રાખવાના બીજા સાધનો તો એ ધરતી ઉપર હતાજ. દાખલા તરીકે, પાકને જોઇતી બિનાશ ત્યાંના વાતાવરણમાં પુરતી હતી, પરંતુ છતાં પાણીની અછતને કારણે ઉત્તર–પશ્ચિમ, એક તદ્દન શુષ્ક અને સુકકો પ્રદેશ હતો. વર્ષાઋતુની સંભવિતતાથી દૂર પડેલ એવા એ પ્રદેશની આબોહવા, સેંકડો માઇલો સુધી પથરાયેલ, વર્ષાભર્યા, હરિયાળા અને ગીચ વસ્તીવાળા ગંગાપ્રદેશોથી તદ્દન વિભિન્ન છે. વરસાદની અછતે તેના વિશાળ એવા પ્રદેશોને તદ્દન સુકકા અને શુષ્ક રાખ્યા હતા, અને ઉજ્જડ એવી એ ભૂમિને સત્વહીન બનાવી હતી. તેની આબોહવા, લીલોતરી અને પ્રાણીઓમાં ઉત્તર–પશ્ચિમ પ્રદેશ, દક્ષિણ–પશ્ચિમના વિશાળ પ્રદેશોની સાંકળના એક અંકોડા જેવો હતો, જે વાસ્તવિક રીતે હજુ પણ થોડા પ્રમાણમાં છે. ત્યાં પાણી મેળવવાનો સંભવિત એવો એકજ માર્ગ હતો, કે જેમાંથી માનવબુદ્ધિ કૃત્રિમરીતે પાણી મેળવી, માનવ ઇતિહાસમાં અનેરી રીતે તેનો ઉપયોગ કરી શકે, અને તે હતા સિંધુના પ્રવાહો. નિરંતર રીતે હિમાલય પર છવાયેલ બરફ પીગળીપીગળીને, તેના પાણી સિંધુમાં એવી રીતે વહી રહ્યા છે કે જે, આ કામને વધારે સરળ કરવામાં ઉપયોગી નિવડયા છે. કાશ્મીરની ખીણોથી લઇને સિંધુના શુષ્ક એવા નિચાણવાળા પ્રદેશોમાં, સિંધુ અને તેની વહેતી શાખાઓમાંથી, એવા પ્રવાહોરૂપે પાણી મેળવી શકાય છે, કે જેની સંપૂર્ણ પરિપૂર્ણતા પંજાબ અને સિંધના રૂક્ષ અને ઉજ્જડ મેદાનો ને ધાન્ય અને રૂ ઉગાડતા એક સૌથી વધારે આગળ પડતા પ્રદેશ તરીકે પંકાવા સમર્થ કરશે. નહેર–પ્રવાહોજ ત્યાંની ખેતીને સમૃદ્ધ કરવા માટે એક અનિવાર્ય સાધન હતું. એમ માનવામાં આવતું હતું કે, કેટલો



ઘઉં એ શ્વેત પ્રજાઓને પ્રિય એવો ખોરાક-ધાન્ય છે. તે સુક્કી આબોહવામાં ઉગે છે. પાકિસ્તાનનો મૂળ ખોરાક ઘઉં છે અને હિંદુસ્તાનનો મૂળ ખોરાક ચોખા છે.





હિંદમાં ઘઉંનો પાક [ ટપકાંવાળા પ્રદેશો ].

પણ ખર્ચ તેને બાંધતાં થાય છતાં તે બધો તેના ઉત્પન્નમાંથી વળતર તરીકે મેળવી શકાશે. એટલે દસકા પછી દસકાઓ સુધી નવા નવા નહેર–પ્રવાહો બંધાઇને અસ્તિત્વમાં આવતા ગયા. મોટી મોટી નદીઓમાં પુસ્તાઓ અને બંધો બાંધવામાં આવ્યા. અને નહેર–પ્રવાહો કે જે પોતે એક એક મોટી નદી જેવડા છે, ઉજ્જડ અને શુષ્ક એવી નિર્જન ભૂમિ તરફ લંબાતા ગયા. પ્રાથમીક નહેર–પ્રવાહોની સંભાવના અને શકયતા એટલી સફળ નિવડી કે મહત્વાકાંક્ષી એવા તે સાહસને વધારે વેગ આપવા માટે મોટી મોટી રકમો તેની પાછળ રોકવામાં આવી. કૃત્રિમ જળમાર્ગોનું પ્રમાણ એટલું બધું વધ્યું કે ૧૯૩૬–૩૭ સુધીમાં ૨૭૦૦૦ માઇલની નહેરો, અને તેની શાખાઓ મારફત, સિંધ, પંજાબ, અને સરહદપ્રાંતના લગભગ એક કરોડ સાઠ લાખ એકરના, વિશાળ વિસ્તારમાં, તેના પ્રવાહોથી પાણી પુરૂં પાડવામાં આવ્યું.

પાકિસ્તાન, મુખ્યત્વે કરીને એક ખેતી પ્રધાન દેશ છે, અને રહેશે. નિઃશંક, ઔદ્યોગિક પ્રગતિ માટેની તેની આવશ્યકતા અત્યંત છે, અને ધરતીમાંથી નિપજતા પદાર્થોની તૈયાર વસ્તુઓ બનાવવાના ઉદ્યોગોના સ્વરૂપોની શકયતા પણ એટલીજ છે. જે પરિસ્થિતિમાં અને જે રીતે પાકિસ્તાનમાં ધરતીની ખેતી થઇ રહી છે, તે રીતે અને તે પદ્ધતિ માટે તે અજોડ રહેશે. શરદી અને ગરમીની તિક્ષ્ણતા અને કુદરતી વરસાદની અછતને કારણે, ખેતી માટેના કૃત્રિમ ઉપાયો, એક ખાસ એવી નિષ્ણાત વ્યવસ્થા ઉપર આધાર રાખશે. ઉન્નત ખેતી માટેની રીતો-જેવી કે, જુદાજુદા છોડ અને પાકોનું વાવવું, એક પછી બીજા પાકનો ક્રમ અને એવી સેંકડો બાબતો રૂતુના ફેરફાર ઉપર આધાર રાખશે. ઉન્નત ખેતી માટેની એ રીતો, અતિ ઠંડા, અતિ ગરમ અને બરફ

પાકિસ્તાન મુખ્યત્વે કરીને ખેતી પ્રધાન દેશ છે, અને તેનું આર્થીક અને રાજ્યદ્વારી જીવન એક ખેતી પ્રધાન દેશનું હોય તેવું હશે. પાકિસ્તાનની ખેતીમાં નહેર-પ્રવાહોનું એક અતિ અગત્યનું એવું સ્થાન છે.





હિંદમાં નહેર-પ્રવાહો [ ટપકાંવાળા પ્રદેશો ].

ઓગળેલા છલકતા પાણીઓના નદી-પ્રવાહો અને કૃત્રિમ નહેર-પ્રવાહો કે, જે ઉચ્ચભૂમિમાં કૃત્રિમ રીતે ઉંચા લઇ જવામાં આવશે, તેની ઉપર પણ અવલંબિત હશે. ત્યાંની રાજ્ય વ્યવસ્થાએ પણ, મિલ્કત–આંકણી, અને મહેસૂલ માટે સંતોષકારક વલણ, તેમજ ખેડુતોએ ઉત્પન્ન કરેલી વસ્તુઓની યોગ્ય કિંમત ઉપજે એ માટે વિદેશી કારખાનાઓ સાથે જરૂર પુરતો સંબંધ, અને વિદેશમાંથી ઔદ્યોગીક સામગ્રીઓ તથા સાધનો મંગાવવાનો યોગ્ય પ્રબંધ પણ રાખવો પડશે. પાકિસ્તાનની રાજ્યદ્વારી બાબતો એક ખેતી પ્રધાન પ્રદેશની રાજ્યદ્વારી બાબતો હોય, તેવી હશે. પાકિસ્તાનની પ્રજાનો વિદેશો સાથેનો સંબંધ, તેઓએ ઉત્પન્ન કરેલ વસ્તુઓ વેચવા પુરતો અને વિદેશમાંથી લોખંડના સાધનો અને ઔદ્યોગીક યંત્રો ખરીદવા સુધીનો હશે.

પાકિસ્તાનમાંની ખેતી ખાસ કરીને નહેર–પ્રવાહો ઉપર આધાર રાખતી હશે, એટલે ત્યાંના રાજ્ય નિયામકોએ પણ નહેરો પર ધ્યાન આપતા થવું પડશે. એ પ્રદેશનો વિશાળ એવો એક ભાગ નહેર-પ્રવાહોમાં શક્ય એવા પ્રાગતિક સુધારા અને તે માટેના અખતરાઓ માટે નિયત કરવામાં આવશે. સ્કેન્ડીનેવીયાના વતનીઓ જેવી રીતે હાઇડ્રો-ઇલેક્ટ્રીક યંત્રશાસ્ત્રમાં સૌથી વધારે પ્રગતિ સાધી શકયા છે, તેમ પાકિસ્તાનની પ્રજા નહેર-પ્રવાહની કળામાં પ્રગતિમાન અને પાવરધી સાબિત થશે. ઉચ્ચ ભૂમિ ઉપર પાણીના પ્રવાહોને ખેંચી જવાની જુદી જુદી રીતો, વચમાંની જગ્યાઓમાં તેને વહી જતાં અટકાવવાના સાધનો, અને ખેડુતોને નિયમિત અને સરખા પ્રમાણમાં તે મળ્યા કરે, એવી જાતના પ્રબંધો ઘણાંજ ખર્ચ અને મહેનતને ભોગે પણ કરવા પડશે. નહેર–પ્રવાહોની સાથે સીધી રીતે સંબંધ ધરાવતી, પુલ બાંધવાની કળા, કોંક્રીટ ઇમારતો, જમીન ખોદનારા યંત્રોની બનાવટ અને તેની સંભાળ, અને

પાણીને ઉંચુ ચડાવવાના બધાજ જરૂરી સાધનો, જાહેર અને ખાનગી સાહસો દ્વારા ઉત્પન્ન કરવા જોઇશે. શહેરી વસ્તી, ઉત્પન્ન થયેલ કાચી વસ્તુઓમાંથી સંપૂર્ણ ચીજો તૈયાર કરવામાં રોકાશે; અને ખરીદ મથકો સ્થાપવા, તેની મારફત ધાન્ય, રૂ; તેમજ શેરડીમાંથી, કાપડ, ખાંડ અને એવીજ બીજી વસ્તુઓ તૈયાર કરીને વિદેશ મોકલવી, એ વ્યાપારી લક્ષણો ધરાવતી પ્રજાઓનું કર્તવ્ય રહેશે. અને દેશની એજ કળા એના એજ સ્વરૂપમાં જીવંત રહેશે. નિર્જન એવા ખેતરોમાં નહેર-પ્રવાહોની પાણી લાવવાની અદ્દભૂતતાને કોઇ ગ્રામ્ય કવિ, ચંદ્રના અજવાળે ઉભરાતિ રાત્રિમાં ગાશે, અથવા તો ઉન્હાળાના એક સ્વચ્છ પ્રભાતમાં, નહેરોનાં ભૂરા પાણીમાં ન્હાવાની આનંદ આકર્ષકતાને મૂર્તિમંત કરીને લલકારશે. એ કવનની પાશ્ચાદ્દભૂમિકા લીલા કિનારાવાળી સીધી નહેર લીંટીઓ, તેની ઉપરની કાળા પાંદડાવાળી શીશમના ઝાડોની હારો, અને માદક એવા પીળા ફુલઝુમખાંવાળા ખેરના ઝાડો બનશે. પાકિસ્તાનના કૃત્રિમ નહેર-પ્રવાહ, આમ તેના ચાંદી જેવા ચમકતા પાણી અને લીલમરંગી કિનારા ઉપર ઉંધુ ઘાલીને ચરતા રૂની પોલ જેવા સફેદ ઘેટાંઓની સાથે, કોઇકથી સજીવ થઇને સાહિત્યમાં અમર થશે.

નહેર-પ્રવાહોનો વિકાસ પાકિસ્તાનમાં ઝડપી અને વિશાળ થયો છે, પરંતુ છતાં બલુચિસ્તાન, પશ્ચિમ-પંજાબ અને સિંધમાં હજુ વિશાળ એવા ભૂમિ-ચોસલાઓ ઉજ્જડ અને નિર્જન બનીને પડયા છે, જે પાકિસ્તાનના વતનીઓને ખેતી કરવા માટે અત્યંત ઉપયોગી નિવડશે. બલુચિસ્તાનમાં વહેતા પુર ભર્યા પ્રવાહો પર, બંધ અને પુસ્તા બાંધવા પડશે અને તેના પાણીને વર્ષભરના ઉપયોગ માટે સંગ્રહી રાખવું પડશે. સિંધમાં પણ નહેર-પ્રવાહોને લગતા તેના વિષારદો અને શોધકો માટે એવાજ કોયડાઓ હશે.

એ પ્રદેશ, રાજ્યદ્વારી રીતે એક સ્વતંત્ર એકમ તરીકે સ્વિકારાતાં, વિશાળ એવા ખેતી-પ્રધાન અને ઔદ્યોગીક ક્ષેત્રો અસ્તિત્વમાં આવશે. આર્થીક સંપૂર્ણતાની જરૂરતો, વ્યાપાર અને ઉદ્યોગનો જુદી જુદી રીતે જોઇતો વિકાસ સાધશે. નહેર-પ્રવાહ વિનાના ઉચ્ચ ભૂમિના વિશાળ પ્રદેશો જે તદ્દન નિરર્થક રીતે ઉજ્જડ પડયા છે, તેનો પદ્ધતિસરનો ઉપયોગ કરવો પડશે. કાળજીભર્યાં પ્રયોગોને અંતે, ભૌગોલીક પરિસ્થિતિ અને આબોહવાને અનુકુળ તેમજ માફક આવતી, યોગ્ય, ઘેટાંની જાતિઓ સુધારવી અને ઉછેરવી પડશે. પાકિસ્તાનમાં ઉન-ઉદ્યોગ અતિ ક્ષીણ છે. જો કે જે કંઇ થોડો ઘણો ઉનનો ઉદ્યોગ ત્યાં છે, તે જગતભરમાં તેવા ઉદ્યોગોમાં અજોડ છે. સ્વતંત્ર અને પ્રાગતિક પાકિસ્તાનમાં ઉનનું ઉત્પન્ન અને ઉનની વસ્તુઓની કારીગરી, તેની પ્રજાના વ્યવસાયોમાં એક અતિ મહત્વનું એવું સ્થાન ધરાવતી હશે. બીજો અને વધારે અગત્યનો પાક ટુંકા રેસા [તાર] ના રૂ નો છે, જે યુદ્ધ પહેલાં લગભગ બધુંજ જાપાન અને એવા ઔદ્યોગીક દેશોમાં મોકલાવી દેવામાં આવતું હતું. તેમાંથીજ પોતાના કપડાં બનાવવા માટે પાકિસ્તાનના વતનીઓએ તેને, પોતાની સુક્કી હવાવાળા પ્રદેશમાં, કાંતવા અને વણવાની રીતો શોધી કાઢવી પડશે. અને એમ કરીને પોતાના નુકશાન ને નફામાં અને ફરજીયાત નિષ્ક્રિયતાને ઔદ્યોગીક ઉત્કર્ષમાં પલટાવી નાખવી પડશે.

આમ આપણે જોઈ શકયા કે કેટલી વિચિત્ર એવી પરિસ્થિતિમાં પાકિસ્તાનના લોકો પોતાના જીવન વ્યવસાયો આચરી રહ્યા છે. અજોડ એવી આબોહવાની પરિસ્થિતિ ભિન્નતાને કારણે, નહેર-પ્રવાહો તેની એક અત્યંત અગત્યતા છે, તેનો અસ્વિકાર કરી શકાય તેમ નથી. મૂળ હકીકત એ છે, કે પાકિસ્તાનમાં વસતી પ્રજાના સ્વતંત્ર અસ્તિત્વનો સ્વીકાર થવો જોઇએ, એટલુંજ

નહિં પરંતુ, પોતાનું ભાવી અકુદરતી પાશબંધનો સિવાય ઘડવાનો તેઓને હક્ક છે. દૂરના તદ્દન ભિન્ન એવા હિંદુસ્તાનના વિદેશી લોકો, કે જેઓની જાતિ અને સંસ્કૃતિના દરેક પાસા સંપૂર્ણ રીતે જુદા છે, તેની સાથે તેઓને બાંધીને બિલકુલ ઘસડવામાં ન આવે.

જેવી રીતે બીજા દેશો અને પ્રદેશો પોતાની ચોક્કસ ભિન્નતાઓ ધરાવે છે, તેવીજ રીતે કુદરતે પાકિસ્તાન ભૂમિને પણ બીજા પ્રદેશોથી, અનેક રીતે સદંતર જુદીજ સર્જી છે, અને તેઓને પોતાની રીતે ત્યાંથીજ પોતાના જીવન–આશ્વાસનો મેળવવાના છે. જો પાકિસ્તાનના વતનીઓ, જેઓ પોતામાંના નથી એવા મહત્વાકાંક્ષીઓના હાથમાં પોતાના પ્રદેશનો કબજો અને જીવા-દોરી સોંપી દેશે તો તેઓએ રાષ્ટ્રીય આત્મહત્યા કરી કહેવાશે. અને એ દયાજનક પણ કહેવાશે, કારણ કે જગત તેઓની પાકિસ્તાનીઓની–એકથી વધારે ઉન્નતતાઓથી માહિતગાર છે. સર્જનહારે તેઓના લોહી અને માંસમાં એક એવી જાતની શક્તિ મૂકી છે, જે માત્ર તેઓની જાતિમાંજ છે, અને બીજા બધાઓથી સંપૂર્ણ નિરાળી પણ છે.



# ઈસ્લામની સંસ્કૃતિ-ભવ્યતા

## પ્રકરણ ૯ મું :

**ઘણુંકરીને** ઉત્તર-પશ્ચિમ પ્રદેશની ભિન્નતા, માત્ર એકજ વસ્તુથી સંપૂર્ણ અસરકારક રીતે દેખાડી શકાતી હોય તો તે આખા હિંદુસ્તાનમાં નથી તેટલી તે પ્રદેશમાંની ઉંટોની હાજરી છે. જગતના વિકાસ સાથે મોટા પ્રાણીઓનો માનવી વચ્ચેનો વસવાટ પણ આબોહવાની લાક્ષણિકતા ઉપર, અને અનુકુળ આવતા પ્રદેશોની રચના ઉપર આધાર રાખતો થયો. દાખલા તરીકે ઉત્તર તરફના દૂર પ્રદેશોમાં સાબરની જાતનું 'રેનડીઅર' નામનું પ્રાણી વસે છે. આ પ્રદેશોમાં વસતા માનવીઓની ઘણી ખરી જરૂરીઆતો, એ રેનડીઅરજ પૂરી પાડે છે; તે દૂધ અને માંસ આપે છે, થીજી ગયેલાં બરફ ઉપર ગાડીઓ ખેંચે છે, અને તેના ચામડામાંથી કપડાં, તંબુઓ અને હોડીઓ પણ બનાવાય છે. અમેરિકાના ઘાસ-મેદાનો, યુરોપની સંસ્કૃતિનો ત્યાં વિકાસ થયો એ પહેલાં, ભેંસોથી ભર્યાં હતા, અને એ

ભેંસોનો અમેરિકાના મૂળ વતનીઓ સાથે એવો સંબંધ હતો, જેવો ઉત્તરની એસ્કીમો જાતિનો રેનડીઅરની સાથે છે. એવીજ રીતે એશિયાના હવાપાણી અને માનવ-વસતીને માફક આવતા અને વર્ષાઋતુ તેમજ ઉષ્ણ-પ્રદેશને અનુકુળ આવતા હાથીઓ, દક્ષિણ-પૂર્વ એશિયામાં એટલેકે, બરમા, સિયામ, હિંદી-ચીન અને મલાયામાં વસે છે. કુદરતે હાથીઓને મોટું કદ અને અતિ જાડી ચામડી આપી છે, એટલે તે ઘાટા જંગલોમાં પણ કામ કરી શકવા સમર્થ બને છે, જ્યાં મોટા મોટા થડના અતિ ઘાટા એવા પાંદડાઓથી છવાયેલા વૃક્ષોના જંગલોમાં સૂર્યના કિરણો પણ પૂરા જમીન ઉપર નથી પડી શકતા, જ્યારે ઝાડીઓની ઘટાઓ એટલી ગીચ હોય છે કે, એક ફુટ દૂર સુધી નજર પણ નથી પડી શકતી. આવા વાતાવરણમાં મૂકાયેલા પ્રાણીની આંખોની શકિત ચોકકસ હોય છે, અને એટલેજ તેની આંખો ઘણીજ ઝીણી હોય છે. આવા સ્થિતિસંયોગો સાથે મેળ ખાતા તેના અંગો અને ઉપ-અંગો પણ ચોકકસ પ્રકારના હોય છે. તેનો ઉપલો હોઠ અને નાક, એ બન્નેનું બનેલું એક અંગ સૂંઢ, પ્રબળ શકિતશાળી અને અસીમ સચેતના ધરાવતી હોય છે. આ સુંઢ વડેજ તે ગુંચવણભર્યા વાંસના જંગલોમાંથી તેને વાળી તોડીને પોતાનો રસ્તો કરે છે, અને પોતાનો ખોરાક પણ તેની વડેજ મેળવે છે. તેનું-એક નાની એવી ગુફા જેવડું પેટ, કેટલાક મણ ચારો સમાવી શકે છે-અને એ રીતે એવા જંગલ-પ્રદેશોમાંજ તેનું પોષણ થઇ શકે છે. ઉષ્ણ અને વરસાદ પ્રદેશોમાં હાથીઓની વસ્તી એટલી યોગ્ય છે કે, એશિયાના પ્રદેશો ઉપરની બીજી પ્રાણી વસ્તીઓની અનુકુળતાની વાસ્તવિક્તાનો પણ, તે એક સમર્થન કરતો પુરાવો બની રહે છે.

જેવી રીતે બરફમાં રેનડીઅર, ઘાસ-પ્રદેશોમાં ભેંસો અને

વર્ષા–પ્રદેશોમાં હાથીઓ છે, તેટલાજ વાસ્તવિક, રણ–પ્રદેશમાં ઉંટો છે. વિચારોના જુદા જુદા પ્રકારો–ભૌગોલીક, ઐતિહાસીક અને તત્વજ્ઞાનિક રીતે–આપણે તે પ્રાણીઓ સાથે જુદા જુદા સ્વરૂપોમાં એટલો ધાડો સંબંધ ધરાવીએ છીએ, કે વિકાસ અને સંસ્કૃતિનો એક યુગ-ઇતિહાસ આપણે તેના અજવાળે વાંચી શકીએ. ઉંટ, ઐતિહાસિક સ્વરૂપાંતર પ્રથાનું એક એવું અંગ છે, જે પશ્ચિમ-એશિયામાંથી દુનિયાના બીજા વિભાગો પર વિસ્તર્યું. થોડાએક સકાઓના ભૂતકાળને વચ્ચેથી ખસેડી નાખતાં, આપણે આરબ ભવ્યતા અને મહત્તાના ઝળકતા રંગો જોઇએ છીએ; અને સૈકાઓના એ સતત પ્રવાહોમાં, આપણે ઉડતી રેતીભર્યા ગુંગળાવતા પવન-વંટોળીયાઓમાં પીઠો લદાયેલા ઉંટોના વિજય કાફલાઓની હારમાળાઓ રણ રસ્તે પસાર થતી જોઇએ છીએ. આરબ–મહત્તાના એ દિવસો, જો કે, વિતી ચૂકયા છે, છતાં તેના અવશેષ સમું ઉંટ તો આપણી વચ્ચે છેજ, અને તે પણ એવા પ્રદેશમાં, કે જે તેની વિશાળતા અને રૂક્ષતામાં પણ ધાર્મિક અને સાંસ્કૃતિક સમાનતાથી ભર્યું ભર્યું છે. એ ઉંટોની ભૂમિ હજુ પણ તલ્વાર અને ખંજરીની, મસ્જીદ અને મુઅઝઝીનની, અને ઘુમ્મટ અને મિનારાઓની ભૂમિ છે.

જીવવિદ્યાશાસ્ત્રના નિયમ પ્રમાણે, ઉંટ સૂકકાં અને જળહીન પ્રદેશોમાં રહેવાને યોગ્ય એવું આંચળવાળું પ્રાણી છે. આંચળવાળા પ્રાણીઓની જાતિઓના તેના પૂર્વજોએ તેનું રૂપાંતર, જાડા અને ગાદી જેવા પગમાં કર્યું છે, જે તેનું બધુંજ વજન એક સરખી રીતે પગ ઉપર લાવે છે અને રેતીમાં ઉંડે સુધી ખુંચવા પણ પામતા નથી. સૂર્યના તાપથી ધગધગતા ખડકો, કે રેતીમાં ચાલવું ઉંટ માટે અતિ સહેલું છે. રસ્તા ઉપર ઉગેલી કંટક-ઝાડીઓમાંથી તે પોતાનો ખોરાક કરડી ખાય છે, અને સુંવાળી

★

પાકિસ્તાનની ભૌગોલીક ઐકયતા સિંધુ અને તેની શાખાઓથી લાક્ષણિક બની છે કે જે આખી ભૂમિ પર વહી રહી છે, અને એમ કરીને જગતમાં મહાન એવી નહેર-પ્રવાહ ની પદ્ધતિને શકય કરે છે.

★




સિંધુ–ભૂમિ




એવી રેતીમાં પુરતી સગવડતાથી ચાલ્યું જાય છે. તેના ભારી આંખ–પોપચા અને મૃદુ, સુંવાળા નસકોરાં વૃક્ષહીન રણની ઉડતી રેતીમાં તેનું રક્ષણ કરવા અનુકુળ છે. જાડી અને મોટી ખુંધ એ તેની શકિતનું કેન્દ્ર છે, જ્યારે તેનું જઠર પાણી ભરી રાખવા માટેની સગવડો ધરાવતું હોય છે. દેખીતી રીતેજ ઉંટ એક એવા પ્રદેશ માટે સર્જાયું છે કે જ્યાં જીવનની જરૂરીયાતો વિશેષ કે વિપુલ ન હોય. ભિનાશ અને ભેજવાળા વર્ષા ભર્યા હિંદુસ્તાનના પ્રદેશોમાં ઉંટ એક અપરિચિત પ્રાણી છે. પુષ્કળ લીલોતરી અને અત્યંત વરસાદમાં, લાંબા સમય સુધી ભૂખ્યા અને તરસ્યા રહેવાની તેની શકિત તેને બોજા રૂપ થઇ પડે છે. અને સમય જતાં તે તેને કંટાળાજનક પણ લાગે છે. કીચડ અને કાદવભરી ધરતી પર તે લપસી પડે છે, અને સખત જમીન ઉપર પડી પણ જાય છે. જ્યારે તેનું કોઇપણ હાડકું ભાંગી જાય છે તો તે ભાગ્યેજ ફરીને બેસાડી શકાય છે. રણ–રેતીની સુંવાળપમાં ઘણી વખત તે પડી જવા છતાં તેનું હાડકું ભાંગતું નથી, અને એટલે ઉંટ પદ્ધતિના આવા અકસ્માતોના ઉપાયો યોજાયા વિનાનાજ રહ્યા છે. વર્ષા–પ્રદેશોની નિતરતા પાણીવાળી લીલોતરી તેના જઠરને માફક નથી આવતી, અને એટલે તે પોતાની મરૂભૂમિની સૂકકી, ખારી અને સાત્વીક ઝાડીઓ ચાવવા ઉત્સુક બને છે. એટલેજ ઉંટ શુષ્ક એવા ઉજ્જડ પ્રદેશોમાં પ્રાચીન જગતના એક પ્રાણી તરીકે વસે છે; અને પોતાની હાજરીથી તે પ્રદેશની રણ–ઉજ્જડતાથી મળતી આવતી પરિસ્થિતિની સાબિતી આપતું જીવે છે.



હિંદુસ્તાનમાં ઉંટની વસ્તી એ આબોહવાની વિશેષતાનો એક અજોડ દ્રષ્ટાંત છે. ઉંટો માત્ર અર્ધ-રણ જેવા ઉત્તર-પશ્ચિમ પ્રદેશમાંજ દેખાય છે, અને તેઓની ત્યાંની હાજરી ભિનાશવાળા વર્ષા પ્રદેશોથી, તે પ્રદેશનું નિરાળાપણું સાબિત કરવા સમર્થ છે.



હિંદમાં ઉંટાનું પ્રમાણ [ ટપકાંવાળા પ્રદેશો ].

# હિંદુસ્તાનની વિશેષતાઓ

પ્રકરણ ૧૦ મું :

કોઇપણ પ્રદેશની આબોહવાની ભિન્નતાનું પ્રતિક, તે દેશની નિપજ હોય છે. દાખલા તરીકે વિષુવવૃત પ્રદેશોની ઉષ્ણતા, ભેજ, ભિનાશ, લીલોતરી અને સૃષ્ટિસૌંદર્યનું પ્રતિક નાળીએરીના ઉંચા વૃક્ષઝુંડો છે. ઉષ્ણ પ્રદેશનું આ વૃક્ષ, માત્ર પુષ્કળ ભિનાશ અને પ્રખર સૂર્ય પ્રકાશમાંજ ઉછરીને વિકસી શકે છે. જો ત્યાંની ઉષ્ણતા ઓછી થાય, કે ભિનાશ વિલિન થઇ જાય તો નાળીએરીના એ વૃક્ષઝુંડો ત્યાં ન જીવી શકે. તેનું સીધું થડ અને મોટા લીલા પાંદડાઓમાં વચ્ચેથી, નિયમીત એવી કુટતી રેષાઓથી. એ પ્રતિપાદન કરે છે કે, કુદરત આ પ્રદેશમાં કેટલી અપરિમિત કાર્યરચના કરી શકી છે. પાંદડાઓની ઘેરી લીલાશ અને તેની અસાધારણ વિશાળતા, અને સમૃદ્ધિ જે ઝડપથી ઉગી નીકળે છે, તેણેજ

શેકસપીયરને જ્યુલીઅસ સીઝરની રાજ્યપ્રભુતાને "નાળીયેરીના વૃક્ષ જેવું રોમ-રાજ્ય" વર્ણવા પ્રેર્યો હશે એ નિઃશંક છે. વિચિત્ર એવી વૃક્ષોની જીવન સમૃદ્ધિ અને સૌંદર્ય, વિષુવવૃત પ્રદેશોના એ નાળીયેરી ઝુંડોમાંજ ઠાંસી ઠાંસીને ભરી છે.

રબ્બર, એ ઉષ્ણ પ્રદેશની બીજી અને વધારે લાક્ષણીક નિપજ છે. તેની ખેતી ખાસ કરીને વિષુવવૃતની બાજુના અતિ ઉષ્ણ પ્રદેશોમાંજ થાય છે. રબ્બરનું ઝાડ અતિ પ્રખર એવી ઉષ્ણુતા, અને પુષ્કળ વરસાદની વચ્ચે ફાલે છે. સિલોન, દક્ષિણ બરમા, મદ્રાસ અને કુર્ગના થોડા પ્રદેશોમાં, રબ્બર ઝાડો, વિશાળ અને સદાય વૃદ્ધિગત થતી વિશાળતાઓમાં રોપાયેલા છે. ત્યાં દર વર્ષે ઘણો વરસાદ પડે છે. ૧૯૩૬ ની સાલમાં માત્ર મદ્રાસ અને કુર્ગ પ્રદેશોમાંજ ચાલીસ લાખ પાઉંડ રબ્બર ઉત્પન્ન થયું હતું, અને સિલોન તેમજ બરમામાં તો તેથી પણ વિશેષ.

આ નિપજોને માફક આવતી એવી આબોહવાની પરિસ્થિતિનું થોડું વિવરણ, ઉપખંડ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વસી રહેલી પ્રજાઓની વિભિન્નતાનો સાધારણ એવો ખ્યાલ આપી શકશે. ભૌગોલીક નકશામાં જોતાં કેપ કોમોરીન, વિષુવવૃતથી થોડાકજ અંશ ઉપર દેખાશે, જ્યારે પાકિસ્તાન સંપૂર્ણરીતે ઉષ્ણ-પ્રદેશની બહાર પડે છે. આ વસ્તુ ઉપર ભાર મૂકવાનું પ્રલોભન એટલા માટેજ થયેલ છે કે, બીજી જાતિય, ભાષિય, અને સાંસ્કૃતિક વિભિન્નતાઓનો પણ વાંચકોને ખ્યાલ આવે, અને ખડક-ભૂમિના ઉત્તર-પશ્ચિમ પ્રદેશના આર્યો અને દ્રાવિડીઓ વચ્ચેની અસીમ એવી સ્થાપિત ભિન્નતાઓ નિર્ણીત થાય.



# " રાષ્ટ્રીયતા "- એક પોકળ

## પ્રકરણ ૧૧ મું :

વિવેક ભર્યું જીવન, કુદરતના કાયદાઓને અનુસરીને માનવ અસ્તિત્વની સગવડતાઓના સંમિશ્રણથી બને છે. જીવન વેગના જુદા જુદા સ્પષ્ટીકરણો, સ્પષ્ટ સ્વરૂપોમાં અટલ એવા કુદરતી કાનુનો સાથે સંકળાયેલા છે. જડ દુનિયામાં સ્થિર કાયદાઓની યોગ્યતા સ્પષ્ટ અને ખુલ્લી છે. આવા સંયોગ નિરૂપણના સ્વરૂપો ઓળખી શકાય તેવા છે. માનવ દ્રષ્ટિના નાના એવા કુંડાળાથી લઇને, ખગોળ વિદ્યાના વિશાળ કુંડાળાના ઘેરાવાઓ સુધી જીવન કાનુનો અટલ ચોકકસાઇથી પોતાનું કાર્ય કરી રહ્યા છે. તેની સીમાઓ નાના એવા જળબીદુંઓથી લઇને, અવકાશના ચક્રાકારો જેટલી વિશાળ છે. પલટાતા વિચારોના આ યુગમાં માનવ સમુદાયને કરવાના ચોકકસ નિયમ-પાલનોને નકારવા એ એક રૂઢી થઇ ગઇ છે. જેનું ભાવિ ન કહી શકાય એવી જગત હિલચાલો, અને માનવદુઃખોના રોજીંદા નવા પ્રકારો—જેમાંથી રક્ષણ મેળવવું

★

ઉષ્ણુ દક્ષિણુમાંના લોકોના સ્થિતિસંયોગો તે પ્રદેશમાં થતી વનસ્પતિની લાક્ષણિકતાઓથી જાણી શકાય તેમ છે. જે વનસ્પતિ પુષ્કળ ઉષ્ણુતામાં ઉગે છે તે ઉત્તર પશ્ચિમ, કે જે વિષુવવૃતની કક્ષાની બહાર પડે છે, તેના શુષ્ક પ્રદેશોમાં નથી ઉગી શકતી.

★




હિંદ, બરમા અને સિલોનમાં નાળીએરી અને રબ્બરના ઝાડોનું પ્રમાણ.

અતિ દુષ્કર છે–નિરાશાવાદીઓની ટીકાઓના સિદ્ધાંતો બને છે; અને રાજ્યદ્વારી પુરૂષો તેમજ નિતિવાદીઓના અનુમાનોના તે સંક્ષિપ્ત કારણો બને છે. તો પણ જગત વ્યવસ્થા, અવ્યવસ્થિત અને જરીપુરાના સિદ્ધાંતો ઉપર આગળ વધી રહી છે. માનુષી જીવન બાબતોના અનુમાનો કરવામાં આપણે અદ્રષ્ય અને સ્વાભાવિક તત્વોનો નિષેધ નથી કરી શકતા. પરંતુ છતાં આપણો ભૂતકાળનો અનુભવ આપણા સિદ્ધાંતોને, લગભગ વિશ્વવ્યાપી થાય એવી રીતે સ્થાપવાની આપણને ફરજ પાડે છે. જે બોધપાઠ આપણને ઇતિહાસ શીખવે છે, તે એ છે, કે માનવ સમૂહોના એકમોને પણ, તેનાથી વધારે મોટા સમુદાયોથી વિખુટા પડવાની વૃતિ હોય છે. આવી વિભાગીયતાને સફળ બનાવવા માટે ઘણી શક્તિઓ અને અસરો કામ કરી રહી હોય છે. હિંદુસ્તાન જેવા ઉપખંડની પ્રાદેશિક ભિન્નતાઓ સંખ્યાબંધ રાજ્યદ્વારી અને આર્થીક કારણોને અંગે સ્પષ્ટ જણાઇ આવે છે. જુદી જુદી રેલ્વે પદ્ધતિઓની વિશાળતા અને અનેક બંદરોની ચોકકસ પ્રદેશો ઉપરની લાગવગ તેની આર્થીક અને રાજ્યદ્વારી ખંડિતતાના સૂચક છે.

સરેરાશ વ્યક્તિનું દ્રષ્ટિબીંદુ અને કાર્યપદ્ધતિ, ચોકકસ વિસ્તારોમાં અમુક જાતની જાહેર સેવા આપવા માટે નિર્ણિત કરેલી હોય છે. સુધરેલા માણસો પોતાની જન્મભૂમિમાંજ રહેવાનું વધારે પસંદ કરે છે. અને કદાચ પોતાના જીવન નિર્વાહ માટે વિદેશ જવાનું થાય તો પણ વૃદ્ધાવસ્થામાં તે પોતાની પિતૃ–ભૂમિમાં પાછા ફરવાની આશા સેવતો હોય છે. તેનો આત્મા અને તેની કલ્પનાઓ તો જાણે સદૈવ તેની જન્મભૂમિની એ ચોકકસ સિમાઓમાં હોય છે. લાહોરમાં રહેતો એક માણસ, વારંવાર અંબાલા, પેશાવર કે કવેટાની મુસાફરીઓ સાધારણરીતે કરતો

હોય છે, પરંતુ રંગુન કે કલીકટ જવાનું થતાં તેને લાગે છે કે, તે વિદેશની મુસાફરીનું એક સાહસ કાર્ય કરી રહ્યો છે. વાસ્તવિક રીતે તે સાચું પણ છે. સસ્તા મજુરોના દેશાંતરોને, સખ્ત જરૂરતને કારણે ઉત્તેજન અપાય છે છતાં તે પણ જાતિ અને ભાષાના અંતરાયો સિવાયના નથી. લાહોર, અમૃતસર અને એવાજ બીજા પાકિસ્તાની મોટા શહેરોમાં મજુરી કરનારાઓ ખાસ કરીને કાશ્મીર, સરહદ, અને ઉત્તર રજપુતાના તરફથી આવે છે. તે કંઇ માત્ર અકસ્માતજ નથી, પરંતુ એ સત્યને કારણે કે, તેઓની જાતિનાજ લોકો જ્યાં વસી રહ્યા છે, ત્યાં તેઓના જીવનનિર્વાહના સાધનો મેળવવાની મુશ્કેલીઓ ઓછી બને છે, અને એ લોકોની જરૂરીયાતો પણ પોતાની જરૂરીયાતો જેવીજ હોય છે.

મુસાફરીના અર્વાચીન સાધનોએ પૃથ્વીને સંકોચી નાખી છે. દૂરના ટાપુઓની અને આંતરિક ભૂમિઓની નિર્જનતાઓનો નાશ થયો છે. આર્થીક બંધનોથી બંધાઇને દુનિયા વધારે પાસે ખેંચાઇ છે, પરંતુ તેનીયે મર્યાદા છે. ઉપ-ખંડ હિંદુસ્તાનમાં ' ઉત્તર–પશ્ચિમ ' રેલ્વેથી સંકળાતા પ્રદેશોની આર્થીક સંપૂર્ણતાની કોઇ અસર નથી થઇ. રાણીગંજની કોલસા અને લોઢાની ખાણોને કારણે, બંગાલ અને બિહારના પ્રદેશોનું ઉદ્યોગીકરણ શકય બન્યું હશે, પરંતુ પાકિસ્તાની પ્રદેશોમાં તો એવી જાતની કોઇ અસર, બીલકુલ નથી થઈ. અંતર, હજુ પણ એક વાસ્તવિકતા છે, અને એક પ્રદેશનું બીજા પ્રદેશથી સંપૂર્ણરીતે ભિન્ન હોવું, એ તેના કરતાં વધારે, વિશેષ વાસ્તવિકતા છે.

હિંદુસ્તાન જેવા વિશાળ પ્રદેશનું રાજ્યદ્વારી એકીકરણ, તેના અમુક ભાગોની આર્થીક પરિસ્થિતિ માટે પક્ષપાતીરીતે અસરકર્તા થશે, અને એ રીતે એ ભાગોને નુકશાન કર્તા નિવડશે. જુદા જુદા વિભાગોનું વિશાળ, અસમાન, આર્થીક

વ્યવસ્થિકરણ, દરેક ભાગો લાખો માઇલોના વિશાળ ક્ષેત્રફળો અને વાતાવરણ, ભૌગોલીક પરિસ્થિતિ, જાતિ અને સંપ્રદાયોની સ્પષ્ટ વિભિન્નતા ધરાવતા હોવાથી, સામાન્ય આર્થીક પદ્ધતિથી અસંગત રહેશે. ઠોકી બેસાડેલા ૧૯૩૫ ના હિંદી ધારા પ્રમાણેનું સમૂહ સંસ્થાન [ **Federation** ], ઉત્તર-પશ્ચિમ જેવા ખેતી-પ્રધાન પ્રદેશને સદાને માટે નુકશાનકર્તા સાબિત થશે. મી. કાલવર્ટ પોતાના એક પુસ્તકમાં લખે છે કે: " નવા બંધારણથી પંજાબના લોકોને એવો અનુભવ થશે કે, લગભગ આખો પ્રાંત અને તેની નિપજ-પેદાશો બીજાઓના હાથમાં પડયા છે. રેલ્વે, ટપાલ, તાર, બંદરો અને આંતરરાષ્ટ્રીય વ્યાપારના લગભગ બધા સાધનો, લોકશાશિત પ્રાંતની કક્ષાની સંપૂર્ણ બહાર પડશે. ......અને આના પરિણામ તરીકે ત્યાંની બંધારણીય સરકારની સત્તા, માલ વેચવાના અગત્યના કાર્યમાં બિલકુલ નહિં રહે. "

જે જાતની આવી અસર પંજાબને થાય છે, તેવીજ પાકિસ્તાનના બીજા પ્રાંતોને પણ થાય છે. ખેતીપ્રધાન અને ઔદ્યોગીક પ્રદેશોના આવા હિતો, અખિલ હિંદ બંધારણમાં અથડાયા સિવાય નહિં રહે, અને થોડી થોડી જમીનો ધરાવતા લોકોના પ્રદેશોમાં, વ્યાપારી મહાનુભાવોનો સત્તા–પ્રભાવ મુડીવાદી લોકશાશિત સામ્રાજ્ય તરીકે ફરી વળશે. ઉત્તર-પશ્ચિમનો ખેતી-પ્રધાન પ્રદેશ, માત્ર સંપૂર્ણ સ્વતંત્રતા અને મુક્તિથીજ પ્રગતિમાન બની શકે છે. પાકિસ્તાનને એક સ્વતંત્ર રાજ્યદ્વારી એકમ ગણવુંજ જોઇએ, કે જે પોતાના બંદરો, વ્યવહારો અને આર્થીક આવકો માટે પોતાનેજ જવાબદાર હોય.





હિંદમાં શણનો પાક [ ટપકાંવાળા પ્રદેશો ]

★

પૂર્વ હિંદ એક નિરાળીજ આબોહવા અને સ્થિતિ-સંયોગો ધરાવે છે, અને એક અનોખા એવી જાતિનો એ પ્રદેશ છે. બંગાળની ભિન્નતા સ્થાપિત અને સ્પષ્ટ છે.

★

# " હિંદ 'અને' હિંદીઓ "

## પ્રકરણ ૧૨ મું :

**મ**ધ્યયુગમાં રાજ્યદ્વારી વાતાવરણ જેવું યુરોપમા હતું, તેવુંજ એક સો વર્ષ પહેલાં હિંદુસ્તાનમાં હતું. તે વખતના રાજ્યદ્વારી વિચારોમાં, દૂર-અતિ દૂર પણ, રાષ્ટ્રવાદી ચળવળનો કોઇ ઝાંખો એવો આકાર–ભાસ નહોતો. જુની દુનિયાનો આંતર રાષ્ટ્રીયવાદ–કે જે, રાષ્ટ્રો ન હોવાને કારણે ખરા અર્થમાં સમજવામાં નહોતો આવ્યો—આ વિશાળ ખંડના દરેક વિભાગોમાં પ્રવર્તી રહ્યો હતો. કોઇ એક પ્રદેશ કે જાતિનો માનવી, બીજા કોઇ એક પ્રદેશ કે જાતિ કરતાં ઉચ્ચ અને નીચ હોય છે, એવા વિચારોનું માત્ર અસ્તિત્વ નહોતું, એટલુંજ નહિં પરંતુ એક પ્રદેશમાં જન્મેલા લોકો કરતાં બીજાઓને પણ તેની ઉપર એટલોજ હક્ક છે કે નથી તેનું પણ કોઇને ભાન નહોતું. આજે એવી લાગણી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે કોઇ એક દેશના લોકોનેજ તેમાં રહેવાનો અને ત્યાં ઉપજતાં સાધનોનો ઉપયોગ

કરવાનો અધિકાર છે. પરંતુ પ્રાચીન હિંદમાં ધરતી કુદરતની હતી અને કોઇપણ મનુષ્ય કે જાતિ, ક્યાંય પણ વસી શકતા. જાતિઓ અને ઉપજાતિઓથી ઉભરાતા હિંદુસ્તાનમાં પ્રારંભીક ઇસ્લામે, મનુષ્યની વિશ્વવ્યાપી સમાનતાની ભાવના રોપી અને શાશક મુસ્લિમ જાતિની, બધાજ મનુષ્યો આદમ–પુત્રો છે, એ જાતની ભાવનાએ બીજી જાતિઓના માનવીઓનું રક્ષણ કર્યું. એ રીતે લગભગ સાત સૈકાઓના મુસ્લિમ શાશન છતાં રાષ્ટ્રવાદી વિચારો ક્યાંય કોઇને ન સ્ફુર્યા, કે ન કોઇને પ્રેરણાઓ થઇ. ઉત્તર-પશ્ચિમની સરહદ ખીણોમાંથી વિદેશીઓના એક પછી એક ધાડાઓ આવતા ગયા, પરંતુ તેઓ વિદેશી છે એ રીતે તેઓને ક્યારેય ધિક્કારવામાં નથી આવ્યા, સિવાય કે ખૂનીઓ અને લુંટારાઓ તરીકે તેઓ અણગમતા હતા. જો આક્રમક સૈન્યનો સરદાર બળવાન અને શક્તિશાળી રાજ્યકર્તા નિવડતો તો તેના રાજ્યકારભારને આવકારવામાં આવતો, અને તેના અનુયાયીઓ કોઇપણ જાતના વિરોધ વિના હિંદી સમાજમાં સ્થાન મેળવી શકતા. " પરદેશી " શબ્દ ત્યાંના સ્થાયી લોકોથી એવા ખાસ લોકો માટે વપરાતો કે જે લોકો તેઓના વિચારો અને વર્તનોથી મળતા આવતા ન હોય. અત્યારે પણ જે સ્થળોએ પાશ્ચિમાત્ય ડહાપણ પ્રવર્ત્યું નથી ત્યાં આ જાતની લાગણીઓ હજુ પણ જળવાઇ રહી છે. હિંદના ગામડાઓમાં, જુદા પ્રદેશોના કપડાં પહેરેલા માણસોની સાથે હજુ પણ અતિ માયાળુ વર્તાવ કરવામાં આવે છે–એમ સમજીને કે તે કમનસીબને તેના ભાગ્યે પોતાના ઘર અને આપ્તજનોથી વિખુટો પાડી દીધો છે.

જો લાગણી પ્રધાન ખાસીયતોથી ભરેલો કોઇ 'પરદેશી' વિદેશી, પંજાબના ગામડાઓમાં આવી પહોંચે, અને તેના મમતાઘેલા સ્ત્રી પુરૂષો–કે જેની નસોમાં હજારો વર્ષોની સંસ્કૃતિનું લોહી ભર્યું

છે– તેઓના અંતિથિ સત્કારના વ્યવસ્થિત કાયદાઓ અને તેઓની મમતા જોઇ જરૂર આશ્ચર્યસ્તબ્ધ થાય. તેને કદાચ લાગે કે વિદેશીઓ તરફનું આવું સુંદર વર્તન વિદેશીઓના ભયને કારણે હશે, પરંતુ આવા વર્તનમાં કુદરતી અસરો સિવાય બીજું કંઇજ નથી હોતું. ગામડાના લોકો વિદેશીઓના આદરસતકારમાં કોઇપણ જાતનો ભય સેવતા નથી, અને યુરોપની ટોપી જોઇને તેઓ એટલા બધા ખુશી પણ થતા નથી. આપણે હાર્દિક આશા સેવીયે કે હિંદુસ્તાનના જુદા જુદા પ્રદેશોના લોકો હૃદયવિદારક એવી પરદેશી વિરૂદ્ધની લાગણીઓનું હળાહળ ઝેર સેવતા ન થાય, જે એક જાપાનના બંદર ઉપરના સિપાહીની, વિદેશીઓના ઉતરતા ટોળાંઓ જોઇને ચહેરાની રેખાઓ સંકોચાવીને અવિશ્વાસની ન વિસારી શકાય એવી ટીકાઓ કરાવે છે; કે પછી યુરોપના કોઇ એક 'સ્નાન ગૃહ' ના દ્વારપાળને એશિયાનો કોઇપણ માનવી તેમાં દાખલ થતાં ચોકકસ પ્રકારની ધિક્કારની લાગણીઓ પ્રદર્શીત કરતો કરે છે. તો પણ યુગ પલટાઓ થતા જાય છે. પશ્ચિમ સાથેના સંબંધે નવા વિચારો અને નવી માન્યતાઓને જન્મ આપ્યો છે. યુરોપી લોકોના ધિક્કાર ભર્યા વલણે હિંદુઓને રાષ્ટ્રીયવાદનો બુરખો પહેરતાં શીખવાડયું છે. મોટા મોટા ઔદ્યોગીક શહેરોમાં વિશાળ વસ્તી–સમૂહોએ, ઇતિહાસપૂર્વેના પ્રકટીકરણ-રામરાજ્યના અર્ધ–સત્યો પ્રસરાવ્યા છે, અને અર્વાચીન વિચારોની પણ પહેલાનું સ્થાન અત્યારે મધ્ય-યુગની ભ્રાતૃભાવના લેતી જાય છે. માનવ ઉચ્ચતા અને નીચતા પ્રમાણમાં ભૂલાતી જાય છે. આવા મોટા શહેરો રાજ્યદ્વારી ચળવળોના કેન્દ્રો બન્યા છે, અને તેઓની પ્રતિદિન ફુટી નીકળતી નવી માન્યતાઓના ધડાકા ગ્રામ્ય પ્રદેશોપર પણ પોતાનો પ્રભાવ જમાવતા વિસ્તરતા જાય છે, પરંતુ છતાં જેમ જેમ અંતર વધારે હોય છે તેમ તેમ તે ગ્રામ્ય પ્રદેશો ઉપરની આવી અસરો વધારે ક્ષીણ હોય છે.

આવા શહેરોથી દૂર સુદૂર પડેલા ગ્રામ્ય–વિસ્તારો, હજુપણ પ્રાચીન દુનિયાના અવશેષો જેવા છે, અને હજુપણ ત્યાં એક અપરિચિત વિદેશી તેઓનો ભાવભીનો સત્કાર પામી શકે છે. એટલુંજ નહિ પણ લોકસમૂહોના ડાયરાઓ જમાવી, તેની વચ્ચે તેને સ્થાન આપી, શ્વેતવાળોવાળા વૃદ્ધો તેને કોઈ એક રાજા કે રાજકુમારની શૌર્યકથાઓ પણ કહી સંભળાવે છે.

હિંદી નરેંદ્રોની સત્તા નીચેના દેશીરાજ્યોમાંની રાજ્યનિતીએ હજુપણ ઘણે ભાગે તેવા પ્રદેશો ઉપરની પાશ્ચિમાત્ય અસરોને આળી રાખી છે, પરંતુ છતાં છેલ્લે છેલ્લે તો એ સંસ્કારોએ અતિ ઝડપી પ્રગતિ સાધી છે. છેલ્લા વિશ્વયુદ્ધ પછીની પરિસ્થિતિએ હિંદના રાજ્યદ્વારી વાતાવરણમાં મહાન પલ્ટો આણ્યો છે. ૧૯૧૪–૧૮ના એ વિશ્વયુદ્ધ પહેલાં સર હોલ્ડરનેસે લખ્યું હતું કેઃ "જાણીતી વ્યક્તિઓ કહે છે કે, અર્વાચીન જગતનું સ્પષ્ટ લક્ષણ દરેક દેશની રાષ્ટ્રીયતા અને તેને લગતા બધા હક્કોનો ખુલ્લો સ્વીકાર કરવો એ છે. તેઓ આપણને એમ પણ કહે છે કે, અર્વાચીન ઇતિહાસના બે મહાન લક્ષણો, રાષ્ટ્રીયતાના વિકાસ અને વ્યક્તિગત સ્વાતંત્ર્યમાં સમાયેલા છે. આ નજરે જો જોવામાં આવે તો હિંદ, એવા અર્વાચીન જગતમાં નથી. તે એક એટલો મોટો પ્રદેશ છે કે તેમાં કોઇ રાષ્ટ્રીયતા નથી સંભવી શકતી. ત્યાંની વસ્તી જુદા જુદા વંશો અને સંસ્કારોની એક ગીચતા જ છે, અને તેના લોકો, તેઓના ધર્મો અને પદ્ધતિઓમાં અનેક વિશાળ ભિન્નતાઓ છે. વિશાળ પ્રમાણમાંના હિંદના ઘણા પ્રદેશોને તો હજુપણ પ્રાચીન દુનિયાના રહ્યા સહ્યા અવશેષો પણ કહી શકાય." પરંતુ સમય તો હિંદુસ્તાનમાં પણ સ્થિર નથી રહી શકતો. છેલ્લે છેલ્લે હિંદીઓને પોતાની રાજ્યદ્વારી અજ્ઞાનતાનું સંપૂર્ણ ભાન થયું છે, અને પોતાના વિચારો અને સિદ્ધાંતોનું

આત્મસ્વમાન ભર્યું પરિણામ લાવવા તેઓ રાજ્યકારણના મંથનો કરી રહ્યા છે. હિંદી રાજ્યદ્વારી પ્રગતિના વિચારોમાં બ્રિટિશ સમાગમને કારણે પ્રજાવાદી આપખુદ સત્તાઓના સ્વપ્નાં ઉદ્ભવ્યા છે, અને ન રોકી શકાય એવી આ ભરતીને બ્રિટિશ રાજ્યદ્વારીઓ, પોતાના અમેરિકા અને દક્ષિણ-આફ્રિકાના સંસ્થાનોના કડવા અનુભવો પછી, બને એટલી ધીમી પાડવા અને ખાળવા મથી રહ્યા છે. પરિણામે બ્રિટિશ પાર્લામેન્ટે હિંદને આત્મ-શાશન આપવાના કરેલા પ્રયાસોના ૧૯૧૯ અને ૧૯૩૫ના બે ધારાઓ તેના પગથીયા રૂપે છે.

હિંદુસ્તાનને આત્મ-શાશન આપવાના પહેલા પ્રયાસોમાં પ્રજાવાદી શાશનસત્તા મુખ્ય સ્થાન ધરાવતી હતી. જ્યાં સુધી એ સિદ્ધાંત તરીકે રહી ત્યાં સુધી તો બધુંજ બરાબર હતું. વાસ્તવિક સ્વરૂપમાં તેને તાત્કાળીક સર્જવાની પણ ઘણીજ ઓછી સંભાવના હતી, પરંતુ વખત વિતતો ગયો અને તેઓના એવા પ્રયત્નો સફળ થવાની અણી ઉપર આવ્યા, ત્યારે હિંદુસ્તાનમાં સંયુક્ત પ્રજાશાશન કેટલું અસંભવિત અને અકુદરતી છે એ સિદ્ધ કરતી નવીનોખી મુસીબતો હિંદના રાજ્યદ્વારી ક્ષેત્રમાં સળવળી ઉઠી. બ્રિટિશ શાશનની કૃત્રિમ એકત્રતાએ દુનિયાની સમક્ષ "હિંદ 'અને' હિંદીઓ" જેવા નામો પ્રચલિત કર્યાં હતા. પ્રખર રાષ્ટ્રીય ભાવનાઓના પ્રવાહો વહેતા વધ્યા અને જાતિ કુસંપો આગળ આવ્યા. પરિણામે હિંદુસ્તાનમાં આજે કોઈપણ એક સંસ્થા એવી નથી કે જે, સમસ્ત હિંદનું પ્રતિનિધિત્વ આગળ કરી, કંઇપણ માંગી શકે. હિંદુસ્તાનની સૌથી મોટી સંસ્થા કોંગ્રેસ–તેના જેવી એટલીજ મોટી બીજી સંસ્થા મુસ્લિમ-લીગની પ્રતિપક્ષી છે; એટલુંજ નહિં પરંતુ ખુદ કોંગ્રેસમાંના ભિન્ન ભિન્ન પક્ષો પણ બ્રિટિશ કબજાની નીચેજ ઐકયતાથી

રહી શક્યા છે. બંગાળી, મરાઠા, પઠાણ અને બનીઆ રાજ્યદ્વારી પુરૂષો, દુરાગ્રહી અને દેશને નુકશાનકર્તા સાબિત થયા છે. પરિણામે રાજ્યદ્વારી રીતે પછાત એવી દ્રાવિડી જાતો પણ કોંગ્રેસના જુલ્મોથી લગભગ નિરાશ બની છે.

બળજબરીથી ઠોકી બેસાડેલા ૧૯૩૫ ના હિંદી ધારાએ, ભાવિ હિંદુસ્તાનના, યુરોપના રાજ્યો જેટલું ક્ષેત્રફળ ધરાવતા પ્રદેશોને, એકજ લોકશાશિત સમૂહમાં જકડી લીધા છે. પરંતુ હિંદુ રાષ્ટ્રવાદીઓ, કે જે રાજ્યદ્વારી ચળવળોમાં સૌથી વધારે આગળ પડતા હતા, તેઓએ હિંદી પ્રદેશોનું કેન્દ્રીકરણ ધાર્યું, અને એમ કરીને આખા હિંદુસ્તાનમાં પોતાની બહુમતિનું રાજ્ય રહે એવા પ્રયાસો કર્યા. આમ કરવામાં તેઓનો હેતુ હિંદુસ્તાનમાં અને તેની સરહદો ઉપર વસી રહેલી બીજી મહાન મુસ્લિમ લઘુમતિ કોમને પોતાની એડી નીચે કચડવાનો હતો. વિદેશી શાહીવાદના ભોગ બનેલા આવા લોકો, પોતાના સામ્રાજ્યના મૂર્ખ સ્વપ્નાઓ સેવતા થયા, અને તેને મૂર્તિમંત કરવામાં બીજા લોકો કે જેઓ આત્મ-નિર્ણયનો હક્ક આવી રાષ્ટ્રીયતામાં નથી ઇચ્છતા, તેઓના પોકારો સામે પણ નથી જોતા.

" હિંદી-પ્રશ્ન " ઉપર વિચાર કરવા માટે બ્રિટિશ સરકારે જુદા જુદા વખતે નિમેલા જુદા જુદા ' કમીશનો ' એ, હિંદ માટેના પોતાના રાજ્યદ્વારી વિચારો પ્રગટ કર્યા છે. તેઓના અભિપ્રાય મુજબ હિંદુસ્તાનનું એકજ રાષ્ટ્રીકરણ ઘણીજ ઓછી સંભાવના ધરાવે છે. હિંદને પાર્લામેન્ટ પદ્ધતિ લાગુ પાડવી એ પણ એટલુંજ અવાસ્તવિક છે. સાઇમન-રિપોર્ટમાંના આર. ડબલ્યુ. બ્રૉકના આ અનુસંધાનથી બધીજ ગેર-સમજૂતીઓ દૂર થઇ શકશે.

" એક-શાશન ને સમૂહ-શાશનમાં પલટાવી નાખવામાં આવે

તે, માનવા પ્રમાણે અસાધારણ છે. આનો ખુલાસો હિંદુસ્તાનના ચોક્કસ કોયડાઓમાં સમાયેલો છે. હિંદુસ્તાન ધીમે ધીમે એક રાજસત્તાથી લઇને લોકશાશન તરફ આગળ વધી રહ્યું છે. જ્યારે આત્મ-શાશનના પ્રકારનો એક વિભાગ તેને આપવામાં આવ્યો, ત્યારે તેની સાથે તેને પ્રસરાવવાના સાધનો આપવા જરૂરી હતા, કારણ કે, પાશ્ચિમાત્ય લોકશાશનવાદના સિદ્ધાંતો આટલા મોટા વિશાળ ઉપ–ખંડને લાગુ પાડવા, તે લગભગ અકુદરતી અને વિચિત્ર હતું. જો કે હિંદુસ્તાન જેવો વિશાળ પ્રદેશ, અને એટલીજ મોટી વસ્તી ધરાવવાવાળા પ્રદેશમાં રાજ્યશાશન સફળ બને, પરંતુ ચાળીશ કરોડ જેટલી વસ્તી ધરાવતા ઉપ–ખંડમાં પ્રજાશાશન દાખલ કરવું એ તો વિલક્ષણ છે. દુનિયામાં સૌથી મોટો અને વધારે વસ્તી ધરાવતો પ્રજાશાશિત પ્રદેશ 'યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા' છે, પરંતુ તેની પણ વસ્તી હિંદુસ્તાનથી માત્ર અડધીજ છે. તેઓની ઉચ્ચ કેળવણી, એકજ ભાષા, અને લાંબો રાજ્યદ્વારી અનુભવ, છતાં ત્યાં ૪૮ પ્રદેશો એક સમૂહ-તંત્રમાં જોડાયેલા, અને અમુક પ્રમાણમાં વિભકતતા ધરાવતા છે. ત્યારે જો લોકશાશન હિંદુસ્તાનમાં એક વાસ્તવિકતાજ થવાની હોય તો, તે સંપૂર્ણ વિચારણાને અંતે જુદા જુદા એવા યોગ્ય પ્રદેશોમાંજ સફળ રીતે થઈ શકે."

સંયુકત જીવન પ્રસારમાં, લોકશાશનવાદી પાર્લામેન્ટ પદ્ધતિથી મેળવાયેલ આત્મ-શાશન, એ માનવીની રાજ્યદ્વારી સફળતાનું શિખર છે. આ માન્યતામાં મતભેદ થવો અને રાજ્યદ્વારી ધુરકા-ધુરકીમાં સપડાઇ જવું ઘણુંજ સહેલું છે, પરંતુ તર્કવાદ વાસ્તવિકતાથી ઘણોજ જુદો પડતો છે. લોકશાશનવાદની સ્થૂળ પ્રગતિ, અને તેની ઉદ્ધારક શકિતનો, હિંદના ચાળીશ કરોડ જુદા જુદા વાતાવરણમાં વસતા લોકોનો સ્વીકાર, એ તેની



પાકિસ્તાનની પ્રાદેશિક પાત્રતા અને રાજ્યનિયમનની સંપૂર્ણતા ઉત્તર-પશ્ચિમ રેલ્વેની વિશાળ એવી યોગ્યતાથી સગવડભરી છે.






ઉત્તર-પશ્ચિમમાં રેલ્વેનો વિસ્તાર

ઉજ્જ્વળ સફળતા છે, પરંતુ ગમે તેટલાં જ્વલંત અને મહાન વિચારોની પણ મર્યાદાઓ હોય છે. વાસ્તવિકતામાં તો વિચારો જન્માવનારજ સ્થૂળ વિસ્તારોની મર્યાદાઓ હોય છે. જ્યારે હિંદુસ્તાનનો કોઈ પણ જ્ઞાની માણસ લોકશાશનવાદનો વિરોધ નહિં કરે, ત્યારે હિંદને એકજ દેશ ગણી તેની સત્તા પ્રજાશાશીત કરવી સંભવિત થશે. મી. બ્રોકના સાયમન-રિપોર્ટના અનુસંધાનનો એક વધારે ફકરો આમ છે: " હિંદુસ્તાનની પરિસ્થિતિ વિચિત્ર હોવાને અંગે હિંદને અપાતું સમૂહ-બંધારણ કોઇ ખાસ પ્રકારનું નહિ હોઇ શકે. સૌથી પહેલી મુશ્કેલી તે સમૂહમાં મળવાવાળા એકમોની વિભિન્ન વિચિત્રતાઓ એજ છે...... " હિંદુસ્તાનને કઈ જાતનું બંધારણ આપવું, તે માટેની મંગાયેલી સૂચનાઓના જવાબમાં, અસાધારણ ' આડકતરી ચુંટણી પદ્ધતિ, ' માટેની ભલામણ કરતાં જણાવેલું: " સંસ્થાનોની વિશાળતાની મુશ્કેલીઓ ને પહોંચી વળવા માટે પ્રતિનિધિ સંસ્થાઓનું સાધન શોધી કાઢવામાં આવ્યું છે, અને તે પ્રતિનિધિ પદ્ધતિ સાધારણ સમજ ની જરૂરિયાતને અનુસરતી છે. જો સંબંધિત વિસ્તાર એટલો મોટો હોય કે જેના પ્રતિનિધિત્વની ચુંટણી અતિ કષ્ટદાયક થઇ પડે, તો તેનું નિવારણ ' ચુંટાએલાઓની ચુંટણી ', કે જેનો અર્થ લગભગ ' આડકતરી ચુંટણી ' જેવો થાય છે, તે મારફત થઇ શકે. " કદાચ એમ કહેવામાં આવશે કે આખાખંડને સમુહતંત્રમાં જોડવાથી લોકોએ મેળવેલ લોકશાશનનો અર્થ સરી જાય છે, તો પણ એવી રીતે ' ચુંટાયેલાઓની ચુંટણીની ' એક કૃત્રિમ રમત કરવા કરતાં જે નાના પ્રદેશો ભૌગોલિક, ઐતિહાસીક અને સાંસ્કૃતિક રીતે અનોખા જ છે તેઓને સંપૂર્ણ સ્વતંત્ર શા માટે ન કરી દેવામાં આવે ? દુનિયા ઉપરના મોટામાં મોટા રાષ્ટ્રોની સરખામણીમાં તેઓ ઉભા રહી શકે તેમ છે. " સાચું પ્રતિનિધિત્વ ધરાવવાની અસંભવિતતા, સમુહતંત્રમાં જોડાનાર

તે પ્રદેશોની વધારે પડતી વિશાળતાને કારણે છે, " સાયમન રીપોર્ટ કહે છે. એ હકીકતમાં કોઇ જાતનો શક નથી કે, જો તે વખતે મુસ્લિમ લીગે હિંદના ભૌગોલીક વિભાગીકરણની પોતાની યોજના એ કમીશન સામે મુકી હોત, તો તે અંતઃકરણ પૂર્વકનો આવકાર પામી હોત. સમુહતંત્ર માટેની ભલામણો કરવાની પોતાની અશક્તિ એ રીપોર્ટ સ્પષ્ટરીતે જાહેર કરે છેઃ "......આમ વિસ્તૃત અને કેન્દ્રીત રાજ્યબંધારણ શોધી કાઢવું તે પરિણામોના સત્યોને અવગણવા બરાબર થશે. અને તેની ભવિષ્યની સર્જન પરિસ્થિતિના સ્વિકાર સિવાય, બીજી કોઇજ વિગતો અમે પુરી પાડી શકતા નથી. "

પોતાના પુસ્તકમાં સર હોલ્ડરનેસે હિંદની બંધારણીય પરિસ્થિતિનું ઘણુંજ પારદર્શક વર્ણન કરેલું છે. તે કહે છે કેઃ " અસંખ્ય પેટા સરકારો, અને તે બધી સરકારોને વ્યવસ્થિત કરવા અને કબજામાં રાખવા, એક મધ્યસ્થ સરકાર સ્થાપવાના સિદ્ધાંતનો સ્વિકાર, એજ સાબીત કરે છે, કે હિંદુસ્તાન એક ખંડ છે અને કયારેય પણ એક દેશ નથીજ. અને તેના સ્વિકાર સિવાયની બીજી કોઇપણ વ્યવસ્થા વાસ્તવિક અને કાર્યસાધક નહીં હોય. " આ લગભગ ત્રીશેક વર્ષ પહેલાં લખાયું છે. ત્યાં સુધી જે માન્યતાઓ અસ્થિર અને નિરર્થક મનાતી હતી, અત્યારે નિર્મળ અને વાસ્તવિક બની છે. સાધારણ અચોકકસતાઓ ગુંચવણ ભર્યા કોયડાઓ બની ગઇ છે, અને તે વખતે જે મતભેદો અને ભિન્નભાવો ઝાંખા હતા, અત્યારે વધારે તીવ્ર બન્યા છે. જો ત્રીસવર્ષ પહેલાં હિંદી જીવન અને તેની રાજ્યકીય બાબતોનો એક પ્રખર નિષ્ણાત હિંદને ' એક અતિ વિશાળ ખંડ, અને ન કે દેશ ' તરીકે જોઇને સમજી શકયો હોય તો, તેની સરખામણીમાં અત્યારની પરિસ્થિતિ, કે જ્યારે રાષ્ટ્રીય જાગૃતિએ એવા મતભેદોને અતિ વિશાળ કર્યા

છે, કેટલી વિકટ અને વિપરીત હશે ?

આ પ્રકરણમાં ટાંકેલા ફકરાઓ નિષ્ણાત મહાનુભાવોના અતિ વિચારવંત સૂચનો છે. જેવી રીતે તે લખાયેલા છે– એથી બીજા કોઇપણ સ્વરૂપમાં તે વધારે સ્પષ્ટ ન થઇ શકયા હોત. તે જે કંઇ કહી રહ્યા છે તેનાથી વિપરીત અર્થ ધરાવે છે, એમ માનવા અને મનાવવાનો ઢોંગ કરવો એક મહા અપરાધ થશે. તે સૂચન બતાવે છે કે, હિંદુસ્તાનને એકજ દેશ અને હિંદુસ્તાનીઓને એકજ પ્રજા કહેવડાવનારની " દેશભકિત " કેટલી મલીન અને છીછરી છે. એટલુંજ નહીં પરંતુ, તે એ પણ નિર્દેષે છે કે વર્ધાની વિચાર પદ્ધતિ માત્ર સામ્રાજ્યવાદી છે, અને વિશેષમાં બાળાત્કારી અને ઝુલ્મી પણ છે.



# હિંદુ-મુસ્લિમ પ્રશ્ન

## પ્રકરણ ૧૩ મું :

હિંદના રાજ્યકારણમાં હિંદુ-મુસ્લિમ પ્રશ્ન એ સૌથી વધારે મહત્વનો પ્રશ્ન છે. જાહેર જીવનના બધાજ ચકકરો, હિંદુ-મુસ્લિમ પ્રશ્નની ધરી ઉપર ફરી રહ્યા છે. દરેક એસેમ્બલી, કોન્ફરન્સ અને કમીશનો જેવી જાહેર હિત સંસ્થાઓમાં હિંદુ-મુસ્લિમ ભેદભાવો, હિંદુસ્તાનની રાજ્યદ્વારી વ્યકિતઓને જાહેર જીવનના ઉત્થાન માટે કોઇપણ ચોકકસ નિર્ણયો ઉપર આવવા દેતા નથી. હિંદી સરકારના, સાર્વભૌમ સત્તા સાથેના સંબંધમાં, હિંદુસ્તાનની જાતિઓ માટેનું વિસ્તૃત વિવરણ, કોઇપણ ચોકકસ પ્રદેશીયતા આગળ મૂકયા સિવાય માત્ર " હિંદી " થી નથી થઇ શકતું. જયારે હિંદુ અને મુસ્લિમોની ભિન્નતાઓ, અને તેઓના પૃથક હિતો તો, બધી રાજયદ્વારી સંસ્થાઓમાં પણ જાહેરજ છે. આ ઉપખંડના જીવનમાં જેટલી બહુરંગીનતા છે એટલી અર્વાચીન

જગતના કોઇપણ દેશ કે પ્રદેશમાં નહીં હોય. હિંદુસ્તાનના વિશાળ પ્રદેશના એક છેડાથી લઇને બીજા છેડા સુધી બે તદ્દન ભિન્ન અસ્તિત્વો એક બીજાની પડખે પડયા છે—બે એવી સુસ્પષ્ટ સંસ્કૃતિઓ જેનું એકબીજાની સાથેના સંયોગોનું પ્રમાણ ઘણુંજ ઓછું છે, એક બીજામાં જરાપણ મળ્યા સિવાય હૈયાતી ધરાવે છે. વધારામાં, બીજી બાજુ પરિસ્થિતિના રૂપાંતરના ગમે તેટલા ચિન્હો જણાય, પરંતુ એ બે અસ્વિત્વો વચ્ચેનું અંતર દિવસે દિવસે વધતું જાય છે. મુસ્લિમો દરેક સ્થાને એ સમજતા થયા છે કે, તેઓ તેમની સાથે વસી રહેલા હિંદુઓથી એક સંપૂર્ણ ભિન્ન રાષ્ટ્રીયતા ધરાવે છે. અને પ્રતિદિન મકકમ થતા જતા આ નિશ્ચય સાથે તેઓ હિંદુ રાષ્ટ્રવાદના પ્રવાહો સામે ઝઝુમી રહ્યા છે, કે જે તેઓના ભવ્ય ભૂતકાળને, અને તેઓની સંસ્કૃતિના દરેક અવશેષને ભુસી નાખવા માટેની બધીજ શકિતઓ ધરાવે છે.

રાષ્ટ્રવાદના ઇતિહાસકારોનો વિશ્વાસ છે કે, મિશ્રજાતિઓમાં સમાનતા અને રાષ્ટ્રીય લાગણીઓ ઉત્પન્ન કરવા માટે, જુદા જુદા વિભાગો એકબીજાથી સંપૂર્ણરીતે ભલે ન મળતા આવતા હોય, તો પણ તેમાં અમુક પ્રમાણમાં તો સમાનતા હોવી જરૂરી છે. એજ એક તત્વ છે કે જેની ઉપર રાષ્ટ્રીયતાના અને રાષ્ટ્રીય ઐકયતાના મંડાણ થયા છે. આ બે રીતે થઈ શકે છે, યાતો લોકોની સામાજીક સુમેળભરી વ્યવસ્થાથી અથવાતો સરકારના સત્તાબળથી. તેથી વિરૂદ્ધ જયારે ત્યાં વસતી જાતિઓમાં મૂળભૂત વિભિન્નતા હોય, તેને કારણે લોહીનું આંતરમિશ્રણ ન થતું હોય, અને એકબીજાની સંસ્કૃતિઓ વિપરીતતાના દૂરના છેડાઓ પર હોય ત્યારે રાષ્ટ્રીય મુળતત્વો અસંગત બને છે, અને તેનું પરિણામ ધાર્યા વિરૂદ્ધજ આવે છે. હિંદુસ્તાનનું રાજયકારણ આવી પરિસ્થિતિઓથી ભર્યું ભર્યું છે. બસો વર્ષના એવા વિદેશી

શાશનને અંતે કે જે, હિંદુ અને મુસ્લિમ હિતોમાં કોઇ એક પક્ષે નથી, હિંદુ અને મુસ્લિમો, દીલ્હીની ગાદી ઉપર મુગલસામ્રાજ્ય હતું અને જેટલા એકબીજાથી દૂર હતા તેથી વધારે દૂર ખસ્યા છે, અને ભિન્નભાવોનું એક મોટું અંતર, તેઓની વચ્ચે અત્યારે અસ્તિત્વ ધરાવી રહ્યું છે. આ બે જાતિઓ વચ્ચેનું વૈમનસ્ય બ્રિટિશની " ભાગલા પાડો અને રાજ્ય કરો " ની શાશનપદ્ધતિનું કારણ નથી. એટલાજ ભાર સાથે આપણે એ દલીલ કરી શકીયે છીએ કે, બ્રિટિશ આર્થીક અને લશ્કરી દબાણ હિંદી પ્રજાઓમાં ઐકયતા લાવવા સમર્થ નિવડયું હોત. અલબત, જો હિંદુસ્તાન આધુનિક રાષ્ટ્રના અર્થમાં જો એકજ રાષ્ટ્ર હોત, અને તેની પ્રજા એકરાષ્ટ્રીયતા ધરાવતી હોત તો તેમ થઇ શકયું હોત. પરતું તેમ નથી થઇ શકયું એજ સાબીત કરે છે કે, તે એકરાષ્ટ્ર પણ નથી, અને તેની અસંખ્ય પ્રજાઓમાં એકરાષ્ટ્રીયતાનો એક અંશ પણ નથી. હિંદુસ્તાન એક અતિ વિશાળ પ્રદેશ છે અને તેમાં વસતી પ્રજાઓ પોતાની ભિન્ન ઐતિહાસીક સંસ્કૃતિ ધરાવે છે. એ કંઇ રાજ્યદ્વારી અજ્ઞાનતાની માત્ર પરિસિમાજ નથી કે, સાર્વભૌમ સત્તાના રક્ષણ અર્થે એક ગુરખા લશ્કર, પઠાણ પ્રદેશોમાં પોતાની ફરજ બજાવે છે કે પાકિસ્તાનના લોકોમાંથી બનેલું અથવા જાટ લશ્કર દક્ષિણ હિંદમાંના વિદેશી રાજ્યના હિતોની ચોકી કરે છે. " ભાગલા પાડો અને રાજય કરો " એ સિદ્ધાંત તરીકે ચોક્કસ અર્થ ધરાવતું હશે, પરંતુ તેના ઉપયોગની સફળતા તો કુદરતી એવી પૂર્વભૂમિકા ઉપરજ આધાર રાખે છે. બ્રિટિશ દક્ષિણ-આફ્રિકાના બોઅરોમાં " ભાગલા પાડીને રાજય કરવા " સમર્થ ન નિવડયા, તેમજ અમેરિકા અને ઓસ્ટ્રેલીયાના પોતાના સંસ્થાનોમાં પણ તેમ ન કરી શકયા. પરંતુ હિંદુસ્તાનમાંજ તેમ કરવા સફળ થયા હોય તો તેનું કારણ

અહીંના ચિરઃસ્થાયી કુદરતી ભાગલાઓજ છે, અને વધારામાં એકબીજાએ એકબીજાની શકિતઓનો ધ્વંસ કરી નાખ્યો એ પણ છે. આવા ભાગલાઓ પાડવા માટે બ્રિટિશને દોષ આપવો એ અજ્ઞાનતાભર્યો અન્યાયજ નથી, પરંતુ એમ કહેનારાઓના આત્મભ્રમનો તે એક વિકૃત પ્રકાર પણ છે. પૂર્વ ઇતિહાસના પાનાઓ ઉથલાવી જોતાં આપણે જોઇ શકશું કે, ભૂતકાળમાં કયારેય પણ હિંદુ અને મુસ્લિમો આર્થીક કે રાજ્યદ્વારી કારણોને અંગે એકત્ર થયા નથી. શાણા અને ઉદાર મુગલોના શાસન નીચે તેઓમાં એકજાતની પારસ્પારીક સમજુતી આવી ગઈ હતી. હિંદુ પ્રજાઓએ મુસ્લિમોને યોદ્ધાઓ અને રાજ્યકર્તાઓના એક રાષ્ટ્ર તરીકે સ્વીકાર્યા હતા, અને પોતે ખેતી અને વ્યાપારને સંભાળ્યો હતો. છતાં હિંદુસ્તાનના ઇતિહાસમાં હિંદુ-મુસ્લિમો કયારેય પણ સામાજિક એકત્વ ધરાવતા હોય એવું બન્યું નથી. આ માટે શકય હોય એટલું વધારેમાં વધારે જો થઇ શકયું હોય તો તે અકબરના રાજ્ય અમલ દરમ્યાન થયુ હતું કે જ્યારે સમર્થ મુસ્લિમો, ઉમરાવ કુટુંબોની હિંદુ સ્ત્રીઓ સાથે લગ્ન કરતા હતા. તો પણ કોઇ ઉમરાવ મુસ્લિમ સ્ત્રીએ કોઇપણ હિંદુ સાથે લગ્ન કર્યા હોય એવું કોઇની જાણમાં નથી.

મુસ્લિમોએ હિંદ ઉપર એક હજાર વર્ષ સુધી શાસન કર્યું. ઇસ્લામી રીતે પોતાની સંસ્કૃતિનો તેઓએ વિકાસ સાધ્યો, અને પોતાના પાડોશી અમુસ્લિમો સાથેના આંતરલગ્નોને તુચ્છકારી તેઓએ પોતાની જાતિય વિભિન્નતાને જાળવી રાખી. જ્યારે હિંદુઓ વર્ણભેદોમાં વહેંચાયેલા પડયા હતા ત્યારે મુસ્લિમો વગર સંકોચે પોતાની જાતિઓમાં લગ્નો કરતા હતા. અને એમ કરતાં સૈકાઓ પછી તેઓની રાષ્ટ્રીય વિભિન્નતાની વાસ્તવિક સમાનતા જન્મી અને વિકસી. એજ વખતે હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે




હિંદ–ત્રણ મુખ્ય બંદરેથી માલ પુરો પડાતો પ્રદેશ.



ઉત્તર-પશ્ચિમ પ્રદેશ ભૌગોલિક રીતે પણ એક સંપૂર્ણ સ્વતંત્ર એકમ છે.



આંતરિક સુમેળની અશકયતાએ તેઓ વચ્ચેનું અંતર વધારે ને વધારે વિસ્તાર્યું.

મુસ્લિમોની વચ્ચે પ્રવર્તી રહેલી વિશાળ સામ્યતાનુ મૂળ તેઓનો કાર્યસિદ્ધ અને ઉજ્વળ ધર્મ છે. પાછળના પ્રકરણમાં એ ધર્મના મૂળતત્વોનું થોડું વર્ણન કરેલું છે, પરંતુ તે તો માત્ર મૂળભૂત સિદ્ધાંતોના સ્વરૂપો જ છે. જ્યારે ઇસ્લામી જીવન માં તો માનવીના ખાનગી કે જાહેર જીવનની વર્તણુકો તે સિદ્ધાંતો ઉપર અવલંબેલી હોય છે. ઇસ્લામ ધર્મના શાસ્ત્ર-નિયમો એટલા ઉદાર છે કે પોતાના જીવન-માર્ગોના દિશા-સૂચનો માટે કોઇજ ગુંચવણભરી પદ્ધતિઓ કે અશકય એવા પ્રતિબંધો નથી. ઉત્કૃષ્ટ અને ડહાપણભર્યા તેના શિક્ષણે ઇસ્લામને દરેક માનવી માટે કાર્યસિદ્ધ અને ઉપયોગી સર્જ્યો છે. ઘણું કરીને દસ કરોડ જેટલી મહાન મુસ્લિમ વસ્તી, જેની જાતિ, ધર્મ અને સંસ્કૃતિ એકજ હોય, દુનિયાના બીજા કોઈ ભાગમાં નથી. તેઓના ધર્મની સાદાઇ અને સ્થિરતા બલુચિસ્તાન અને બંગાલ સુધીના દૂર પ્રદેશોના મુસ્લિમોમાં એકજ સરખી રીતે દેખાય છે, અને સ્પષ્ટરીતે, પોતાના દેખાવથી, ટેવથી અને રીતભાતથી બીજા અમુસ્લિમોથી જુદા તરી આવે છે.

આમ આપણે જોઇ શકીયે છીએ કે જાતિય અને સાંસ્કૃતિક સાદષ્યતાએ, અને એકજ ધર્મપાલને હિંદી મુસ્લિમોને ચોક્કસ રાષ્ટ્રીય વિભિન્નતા અર્પી છે. ઉત્તર-પશ્ચિમમાં તેઓની વસ્તી વિપુલ હોવાથી, અને ત્યાં તેઓ વિશાળ પ્રમાણમાં બહુમતિ ધરાવતા હોવાથી તેમજ પૂર્વ-હિંદમાં પણ તેઓની એજ સ્થિતિ હોવાથી જો તેઓએ પોતાના રાષ્ટ્રો તરીકેની તે પ્રદેશોને સ્વતંત્ર કરવાની માંગણી ન કરી હોત તો, તે એક વિચિત્રતાજ કહેવાત.

તેનાથી વધારે નાના અને ઘણીજ ઓછી વસ્તી ધરાવતા પ્રદેશો કે જેનો ભૂતકાળ પણ એટલો ઉજ્વળ નથી, પોતાની સ્વતંત્રતા માટે બધુંજ કરી શકયા છે. સીત્તેર લાખ પોર્ટુગીઝો અને નેવું લાખ બેલ્જીયનો પોતાના આત્મનિર્ણયના રાષ્ટ્રીય હકકો મેળવી શકે છે, કે જે પ્રદેશો પણ એવીજ રીતે બીજા વધારે મોટા પ્રદેશોની સાથે રકત-બંધનોથી સંબંધાયેલ હતા, તો દસ કરોડ મુસ્લિમો, કે જેના વડવાઓએ એકજ પ્રયાસે હિમાલય ઓળંગ્યો, જેઓએ હિંદુસ્તાનના એક છેડાથી લઇ બીજા છેડા સુધીના પ્રદેશો ઉપર એકજ દસકામાં વિજય મેળવ્યો અને તેઓ ઉપર રાજ્ય કર્યું, તેઓને પોતાના રાષ્ટ્રના ઘડવૈયા થતા અટકાવવાનું ધારવું વધારે પડતું છે.

હિંદુસ્તાનની વસ્તીને " રાષ્ટ્ર " એ શબ્દ તેના આધુનિક અર્થમાં ભાગ્યેજ લાગુ પાડી શકાય છે. " હિંદુ " એ હિંદુસ્તાનમાંના મુસ્લિમો સિવાયની બીજી બધી જાતિઓને ઉલ્લેખવાનો એક સ્થુળ શબ્દ છે. મુસ્લિમોએ આ ખંડ ઉપર એક હજાર વરસ સુધી રાજ્ય કર્યું, અને છતાં તેઓની અસંખ્ય પ્રમાણની વસ્તીમાં પણ પોતાની જાતિ–શુદ્ધ ભિન્નતા અને સંસ્કૃતિને જાળવી રાખી. તેઓએ આ દેશના વતનીઓને, કે જેઓ પોતાના ધર્મ-આચરણોમાં અને શાસ્ત્રનિયમોમાં અતિ આગ્રહ રાખતા, તેને તેઓએ " હિંદુ " એવું નામ આપ્યું. અને ધીમે ધીમે તેનો અર્થ, મુસ્લિમ નથી એવો હિંદી એમ થયો. નામનો એ ઉપયોગ આજે અત્યાર સુધી પણ ચાલુ રહ્યો છે. હિંદી બીન મુસ્લિમો ઘણીજ જાતિઓના છે, અને જુદી જુદી જાતના ઘણા ધર્મો અને શાસ્ત્રનિયમો પાળે છે. દાખલા તરીકે પાકિસ્તાની હિંદુઓ અને મદ્રાસના દ્રાવિડી હિંદુઓની ધાર્મિક માન્યતાઓમાં એટલો મોટો તફાવત છે કે, તે બન્નેના જીવન અને સિદ્ધાંતોની કોઇપણ

રીતે સરખામણી થઇ શકે તેમ નથી. એવીજ રીતે મરાઠા અને બંગાળી હિંદુઓમાં પણ એટલીજ પૃથક્કતા છે. મુસાફરી અને વ્યવહારોના અર્વાચીન સાધનોની પહેલાં હિંદુસ્તાનના દૂર દૂરના રજવાડાઓના લોકોનો વ્યવહાર એકબીજા સાથે અતિ ઓછો હતો. હજુપણ મોટર, રેલ્વે એન્જીન કે એરોપ્લેન, હિંદના ગામડાઓની એકાકીયતાને તોડવાને સમર્થ નથી થયા—ગામડાઓના હિંદને કે જે વાસ્તવિક હિંદ છે. પ્રાચીન હિંદી પ્રદેશોના બીન-મુસ્લિમો હજુ પણ એ પ્રાચીન ધર્મરીતો અને શ્રદ્ધાઓ સેવી રહ્યા છે, જેનું કોઈ રાજ્યદ્વારી કે આર્થિક પલ્ટાઓ જરા જેટલું પણ રૂપાંતર કરી શકે તેમ નથી. ૧૯૩૧ નું વસ્તી-પત્ર કહે છે કે, “ વસ્તી ગણત્રીમાંની જાતિઓ હિંદુ, જૈન, બૌદ્ધ, શીખ, ઝોરોસ્ત્રીયન, યાહુદી, મુસ્લિમ, ઇસાઇ અને બીજી ઘણી વંશીય જાતોનું છે. સૌથી વધારે વાસ્તવિક એવા વિભાગો આ છે, પરંતુ એ પણ એટલા સંતોષકારક નથી, કારણ કે મુશ્કીલ એ છે કે આ જાતિઓમાં હિંદુ શબ્દમાં સમાઇ શકે તેવી જાતિઓનો કોઇ ખુલાસો નથી. દાખલા તરીકે ઘણાં હિંદુઓ એવી માન્યતા ધરાવતા હોય છે કે શીખ, જૈન અને બૌદ્ધ ને પણ હિંદુ કહી શકાય, કારણ કે એ ધર્મો પણ હિંદુધર્મની શાખાઓ રૂપે છે. બીજી બાજુ શીખ લોકો આવી માન્યતાઓનો વિરોધ કરે છે, અને એટલેજ હિંદુ અને શીખ એ બે સ્વીકાર્ય જુદી જાતો છે. જૈનોની બાબતમાં ઘણાં જૈનો—બધાજ નહીં—પોતાને હિંદુ માને છે. એ માટે જાહેરનામું પણ બહાર પડેલું કે જે જૈનોને પોતાને હિંદુ તરીકે નોંધાવવા હોય તેઓ નોંધાવી જઈ શકે છે.........હિંદુ-મહાસભા એમ માનતી હતી કે, થોડા બૌદ્ધો પણ જૈનોની જેમ એવીજ રીતે પોતાને હિંદુ ગણે છે, પરંતુ જૈનો અને બૌદ્ધોના તેની સામેના વિરોધે તેઓને હિંદુઓમાં ગણવાની બધીજ શકયતાઓને નિર્મૂળ કરી. જો કે સંદિગ્ધતા નિર્મૂળ કરવા માટે બૌદ્ધોને પણ ઇચ્છા

હોય તો હિંદુઓ તરીકે નોંધાવાની જાહેરાત થઇ હતી. "

ઉપર કહેલી બાબતોથી એ સ્પષ્ટ થાય છે કે, હિંદુસ્તાનમાંનો હિંદુધર્મ એ મુસ્લિમો સિવાયના બીજા અનેક ધર્મોને ઉલ્લેખવાનો એક શબ્દ છે. વધારામાં હિંદુત્વની વ્યાખ્યા કરવાવાળાઓ, કે જેઓ બીન–મુસ્લિમોની થોડી સાધારણ સામાન્ય ખાસીયતો છે તેનોજ ઉલ્લેખ કરે છે, તે પણ સમજાય તેવો છે. ગાયને પવિત્ર માનવી અને મૃત્યુ પછી બીજો અવતાર ધારણ કરવો વિગેરે સામાન્ય સિદ્ધાંતોનોજ તેઓ ઉલ્લેખ કરે છે. અથવાતો પછી એક હિંદુ મહાનુભાવે કરેલ હિંદુત્વની વ્યાખ્યા, " હિંદુઓ જે કંઈ કરે તે હિંદુત્વ " એમ થાય છે. એટલેજ એક વિદેશીને તેઓના ધર્મની વ્યાખ્યા કરતાં આમ કહેવાની ફરજ પડે. " અવ્યવસ્થીત વહેમો, ભૂતો, પિશાચો, અર્ધ-દેવો, મહાત્માઓ, ગૃહ-દેવો, જાતિ-દેવો અને વિશ્વદેવોના અસંખ્ય દેવળો અને મંદિરોમાં ધાર્મિક-ક્રિયાઓનો ગુંચવણભર્યો શોરબકોર તેનું નામ હિંદુત્વ, અને તેના શાસ્ત્રો એવા કે જે, એક માખી મારવાનો નિષેધ કરે છે, છતાં એક માનવીના પ્રાણ લેવામાં આનંદ માને છે. "

સ્પષ્ટ જોઇ શકાય છે કે ઇસ્લામમાં જરાપણ ગૂઢ, ગુપ્ત નથી એવી ધાર્મિક સંસ્કાર વિધિઓ હિંદુધર્મમાં અતિ ગૂઢ અને ગુપ્ત છે. મુસ્લિમો કે જેઓ પોતાની ભિન્ન રાષ્ટ્રીયતાને સંપૂર્ણ સજ્જડ રીતે જાળવી રાખી શક્યા છે, તેઓનો અદેખાઇભર્યો વિરોધ કરવા સિવાય જુદા જુદા ધર્મો અને જુદી જુદી સંસ્કૃતિઓના વારસદારો એવા સત્યાવીશ કરોડ હિંદુઓ, બીજા કોઇપણ કાર્ય માટે નહીં, પરંતુ મુસ્લિમોની રાષ્ટ્રીયતાનો પ્રતિરોધ કરવા માટેજ રાષ્ટ્રીય ઐક્યતા સાધી શકે છે. શાશકવર્ગના, જાતિય અને સાંસ્કૃતિક ભિન્નતા ધરાવતા મુસ્લિમોએ, વર્ષો પ્રદેશોની ગીચ

વસ્તીઓથી અત્યાર સુધી પોતાનું નિરાળાપણું જાળવી રહ્યા છે. સમસ્ત હિંદમાં ક્યાંય પણ, કોઇ માણસને હિંદુ તરીકે બોલાવવો હોય તો તેનો સ્પષ્ટ અર્થ એ છે કે, જેને બોલાવવો છે તે મુસ્લિમ નથી. જો આર્ય-દ્રાવિડી શાહીવાદે મરાઠા જેવા લોકોની સાથે હાથ મીલાવ્યા હોય, અથવા તો દ્રાવિડી પ્રજાઓને તેઓના રાષ્ટ્રની આશા આપવામાં આવતી હોય તો તે માત્ર પોતાની સત્તાના મૂળ વધારે ઉંડા ખોડવા, અને એક વખતના શાશક એવા મુસ્લિમોને રસ્તામાંથી સાફ કરી નાખવાના પ્રયત્નોની પૂર્વભૂમિકાજ છે. નવી શોધાયેલી બીન-મુસ્લિમો વચ્ચેની ઐક્યતાની તડોને વર્ષો પોતાની બધીજ શક્તિથી બુરી રહ્યું છે, અને એમ કરવામાં એ અનેક જાતિઓને ઇસ્લામ અને ઇસ્લામીઓ તરફ ધિક્કાર સેવવાની આડકતરી પ્રેરણાઓ આપી, તેઓની સંભવિત ઐક્યતા સાધવાના પ્રયત્નો કરી રહ્યા છે. બીન-મુસ્લિમ હિંદી રાષ્ટ્રીયતાની અસાધારણ જાગૃતિ તેનો અફર પુરાવો છે. દ્રાવિડીઓ, કે જેઓએ ભૂતકાળમાં બીજા હિંદી રાષ્ટ્રોથી ઘણાં ઓછા પ્રમાણમાં મુસ્લિમ પ્રવાહો નિહાળ્યા છે, તેઓને પણ પોતાની વેચાયેલી આઝાદીના બદલામાં, મુસ્લિમ વિરોધી ચળવળો જોયા અને અનુભવ્યા સિવાય, પુરતા પ્રમાણમાં વળતર તરીકે કંઇજ મળ્યું નથી. દક્ષિણ હિંદુસ્તાનમાં દ્રાવિડી લોકોમાંથી મહાન વ્યક્તિઓની જે બીજી એક, પોતાના આત્મ-નિર્ણયના હક્કોની સ્વતંત્રતા હોવાની ચળવળ છે, તે તરફ દરેક બુદ્ધિમાન પુરૂષની સહાનુભૂતિ હોવી જોઇએ.

હિંદુ-મુસ્લિમ પ્રશ્નની ઐતિહાસિક અને ભૌગોલીક ભૂમિકા ઘણીજ વિશાળ છે અને તેના મુદ્દાઓની સરખામણી, વ્યાકુળતાભરી સરખામણી અને તફાવતોને અંતે પણ પૂરી ન થાય એવી છે. જે કંઇ કહેવાયું છે તે મુસ્લિમો અને બીન-મુસ્લિમોની વચ્ચેના



પાકિસ્તાનના ઔદ્યોગીક હિતો સંપૂર્ણરીતે અવિકસીત છે, કારણ કે મુખ્યત્વે કરીને તેનો આધાર ખેતી ઉપર છે. પાકિસ્તાનના હિતોનું રક્ષણ કરવા માટે, હિંદુસ્તાનના બીજા ઔદ્યોગીક પ્રદેશોથી તેને સંપૂર્ણ સ્વતંત્ર કરવું જોઇએ.





હિંદના ઔદ્યોગીક કામદારોનું પ્રાંતવાર પ્રમાણ.

અસ્તિત્વ ધરાવતા સંબંધોની વાસ્તવિક્તા પર નિર્ભર છે. આ હિંદુ-મુસ્લિમ પ્રશ્ન બધાજ હિંદી પ્રશ્નોમાં સૌથી વધારે મહત્વનું સ્થાન ધરાવે છે, અને તે પ્રશ્ન જે લોકો પોતાની માતૃભૂમિને આંતર-વિગ્રહની જવાળાઓમાં ધકેલાઇ જવામાંથી ઉગારી લેવા ચાહે છે, તેના નિષ્પક્ષપાત ચિંતનનો પ્રથમ વિષય બનવો જોઇએ. કારણ કે દિનપ્રતિદિન હિંદી વસ્તીના બે વિશાળ વિભાગોમાં વૈરભાવ વધારે ને વધારે તીવ્રતર બનતો જાય છે. થોડા આવકાર દાયક હેતુઓ ધરાવતા પક્ષો, હિંદુ-મુસ્લિમના ઉગ્ર બનેલા પ્રશ્નો અને મતભેદો માટે, તે પ્રશ્ન વધારે ઉગ્ર થવાના ભયે ઇરાદાપૂર્વક મૌન સેવે છે, પરંતુ દરેક દિવસના અંતે પરિસ્થિતિ વધારે ક્ષોભભરી અને અધિક દુષ્ટ બન્યે જાય છે. છેલ્લે છેલ્લે કોંગ્રેસ શાસિત પરગણાંઓમાંના બનેલા બનાવોએ સૂચવી દીધું છે કે, વિવેકભરી ચૂપકીદી જાળવી રાખવાના ઉપચારોથી એ વસ્તુ, અતિ ઘણી વધારે આગળ વધી છે. શાહમૃગની જેમ જો આપણે, આપણું માથું વધારે વખત રેતીમાં દાટી રાખીશું તો ઘણીજ જલ્દી આપણે આપણી જાતને આંતર-કલહોમાં જોશું, અને આપણી અશક્તિ છતાં જે કંઈ અત્યાર સુધી આપણે મેળવ્યું છે, તે પણ આપણા હાથમાંથી સરકી જતું આપણે જોઈ રહેશું. દ્રઢ અને નિશ્ચલ એવા આ પ્રશ્નનો નિકાલ તાત્કાળીક કરવાનો વખત આવી લાગ્યો છે.

વાંચકોને સડેલા એવા એ સ્થાનિક, પ્રાંતિય અને આંતરપ્રાંતિય રાજ્યપ્રકરણના પોતાના અંગત અનુભવો પરજ વિચાર કરવાથી ઘણા પ્રશ્નોના જવાબ મળી રહેશે. હિંદુ અને મુસ્લિમો વચ્ચેના સંબંધો કેવા આકારો લઇ રહ્યા છે? બે સંપૂર્ણ રીતે જાતિય, સાંસ્કૃતિક અને ધાર્મિક ભિન્ન રાષ્ટ્રો એક બીજાની પડખે, માત્ર થોડીજ સામાન્ય સંબંધીયતા સાથે આપણે જોઇએ છીએ. હિંદુ અને

મુસ્લિમો એક સાથે જમતા પણ નથી, તેઓએ ક્યારેય આંતર લગ્નો કર્યા નથી, અને ભવિષ્યમાં ક્યારેય કરવાની સંભાવના પણ નથી. ભૂતકાળમાં હિંદુઓ અને મુસ્લિમો વચ્ચેની ભિન્ન ભાવના, વિભાગોના વિશેષાધિકારમાં અને શાંતિભર્યા બહિષ્કરણોમાં હતી : પરંતુ આજે ? અર્વાચીન પદ્ધતિની રાજદ્વારી પ્રગતિના એક સૈકા પછી, મુસ્લિમ અને બીન-મુસ્લિમ હિતો, જીવનના દરેક ક્ષેત્રમાં એકબીજાની સામે અતિ તિક્ષ્ણતા ધરાવતા ઉભા છે. જાહેર સેવા, વ્યાપાર, કે ઉદ્યોગના બધાજ વર્તુળોમાં બે ભિન્ન જાતિઓ એકબીજા તરફનો ધિક્કાર વધારે ને વધારે વિકસાવતી પોતાનું કાર્ય કરી રહી છે. જાહેર જીવનમાં સૌથી વધારે ઉચ્ચ સ્થાન ધરાવતો પુરૂષ પણ પક્ષપાત અને કોમીવાદના વિચારોની અસરોથી મૂક્ત નથી રહી શક્યો, જ્યારે રસ્તા ઉપરના સાધારણ એવા એક પણ માણસનું માનસ કોઇપણ વસ્તુ લેવા કે વેચવા માં પોતાનાજ જાતભાઇ મારફત તેમ કરવાની વૃત્તિ દેખાડતું થયું છે. આવી આર્થિક પદ્ધતિ એકજ પ્રદેશમાં રહેતી બે જુદી જુદી પ્રજાઓ આચરી રહી છે, તેજ તેઓના રાજ્યદ્વારી હિતોનો સુમેળ ક્યારેય પણ નહિ મળે એ દર્શાવવા પૂરતી છે. હિંદુ અખબારો પણ મુસ્લિમ અખબારોનો સંપૂર્ણ ભાવ વિરોધ ધરાવે છે. બધીજ જાતીઓ અને બધાજ વ્યવસાયોમાં, પારસ્પારિક ધિક્કાર સેવતી એવી ચળવળો ફેલાતી જાય છે. બન્ને પ્રજાઓનો એકબીજીથી પોતાની સંસ્કૃતિનું રક્ષણ અને આત્મ સંરક્ષણના પગલાંઓનું ઉદ્દ્ભવેલ એ પરિણામ છે. જ્યાંસુધી એ બન્ને મહાન પ્રજાઓને એકજ ધુંસરીમાં બાળાત્કારે જોડી રાખવામાં આવશે, ત્યાંસુધી સાંસ્કૃતિક વિભિન્નતાના રક્ષણના પ્રયાસો વધારે ઉગ્ર રહેશે—અને જ્યાં સુધી કુદરતી પ્રદેશોને રાજ્યદ્વારી રીતે સ્વતંત્ર કરી દેવામાં નહીં આવે ત્યાં સુધી પલટાતા નિર્દય કાયદાઓ

પોતાનું કામ કર્યાં કરશે. અને સ્વામીત્વ ધરાવવા માટેનું અંતિમ અને ક્રૂર યુદ્ધ ફાટી નીકળશે–એવું યુદ્ધ કે જેની સામે ફ્રાંસ કે રશિયાના આંતર–વિગ્રહો ગૌણ હશે. છતાં તે હિંદુસ્તાન માટેની કારમી ગુલામીના એક નવા યુગના પ્રારંભનું પરિણામી હશે.

વિભાગી ચળવળના પહેલા પ્રણેતા મુસ્લિમોજ થયા તેનું કારણ એ છે કે, ઉત્તર–પશ્ચિમ હિંદમાં તેઓની વિશાળ બહુમતિ છે. જો હિંદને એકજ રાષ્ટ્ર ગણવામાં આવે તો તેઓ " ચાર વિરૂદ્ધ એક " ના પ્રમાણમાં આવે છે, પરંતુ આશ્ચર્યભરી ઝડપથી પાકિસ્તાન સિવાયની બીજી કોઇપણ શકયતા ન સ્વીકારવાના નિર્ણયને દૃઢ કર્યો છે તે તો, છેલ્લી બનીયા સરકારની સરમુખત્યારી ભરી, અહિંસાના ઉદ્ધારકની સરકારથી થયેલા અતિ કડવા અનુભવને કારણે છે. એ સરકાર સાત પ્રાંતોમાં માત્ર થોડાએક માસો સુધીજ રહી હતી, અને તેટલા સમયમાંજ મુસ્લિમો ઉપર પોતાથી થઈ શકયું એટલું બધુંજ કરી લીધું હતું. બનીયા પ્રધાન મંડળો એ સાતે પ્રાંતોમાં મુસ્લિમો સામે માંડેલા નિર્દય અને કઠોર મોરચાઓએ, મુસ્લિમોની નજરમાં એ સ્પષ્ટ કરી નાખ્યું કે, હિંદુઓને હાથે તેઓને કયારેય પણ ન્યાયભરી અને ઉદાર વર્તણુંક મળી શકશે નહીં. પ્રશ્ચાત " બીસ્વા ખૂન કેસ " બનતાં કોંગ્રેસ સરકારનાં બધા કાળા કર્મો અકસ્માત જાહેરમાં આવી ગયા, અને ન્યાયના પ્રકાશીત કિરણોમાં દુનિયાએ બનીયા શાસકોની કદીપણ માફ ન થઇ શકે એવી ક્રૂરતા જોઇ અને જાણી. બરાડના એક ગામડામાં કોમી હુલ્લડમાં એક હિંદુના મૃત્યુના બદલામાં, કોંગ્રેસ સત્તાએ જ્યારે આખા ગામડાની મુસ્લિમ પ્રજા ઉપર સાંભળતાં લોહી થીજી જાય એવા અત્યાચારોથી વેર વાળ્યું, અને આ સમાચારો જ્યારે પાકિસ્તાનની પ્રજાને મળ્યા ત્યારે ભય અને આવેશનું અક મોજું સમસ્ત દેશ ઉપર ફરી વળ્યું.

મધ્યપ્રાંત અને બરાડની પ્રાંતિય મુસ્લિમ લીગની તપાસ સમિતિએ તેનો સંપૂર્ણ અહેવાલ આપ્યો છે. કોંગ્રેસ પ્રધાન મંડળના હિંદુ વડા પ્રધાન અને ધારા સભ્યોની, વડી અદાલત ઉપરની સખ્તાઇઓ તેમજ જુઠા સોગન ખાનાર સાક્ષીઓ ઉપરની જોહાકીઓ, એ બનીઆ માનસની કોઇપણ સિદ્ધાંત વિનાની ક્રૂરતા, કોઇપણ માણસને શરમંદ બનાવવા માટે પુરતી છે–અને પ્રશ્ન એ થાય છે કે, બે હજાર વર્ષોથી ગુલામ બનેલું આર્ય–દ્રાવિડી હિંદ, આવી રીતે ક્યારેય પણ સ્વતંત્ર થઈ શકશે ? ધારાસભાની બેઠકમાં સભા મોકુફીની દરખાસ્ત મૂકતાં વડી અદાલતનો ચુકાદો કહે છે કે : " સભાચર્ચાનું કામ ફરીને શરૂ થતાની સાથે અસંખ્ય સભ્યોએ એમ ધાર્યું હતું કે, એ ગુન્હાની સૂક્ષ્મતા ઉપર બોલવું વધારે વ્યાજબી છે, અને જ્યાંસુધી એક સભ્યને તેની સાથે સબંધ છે, તેણે એ પણ બતાવી દીધું કે કોણે એ ખૂન કરેલું છે. ચર્ચા દરમ્યાનમાં તે વખતના તે સ્થળના વડા પ્રધાન ખૂદ " ખૂન " શબ્દ વાપરતાં અચકાતા નથી, એમ કરીને તે નિરર્થક રીતે એમ બતાવવા માંગે છે કે, તે એક હુલ્લડમાં બનેલો કોઇ સાધારણ બનાવ નહોતો, પરંતુ નિર્દય રીતે ખૂન કરવાનું એક વ્યવસ્થિત કાવતરૂં હતું. " વડા ન્યાયાધિશે વધારે ટીકા કરતાં એમ કહ્યું હતું કે : " આ એક સંતાપ ભર્યો બનાવ છે. તેની સંજ્ઞા–યોગ્યતા તો આપણે ત્યારે જોઇ શકીએ છીએ, જ્યારે એ એકજ અપરાધ માટે તેંતાળીશ જણાઓ ઉપર મુખ્ય આરોપ મૂકી તેઓ ઉપર કામ ચલાવવામાં આવ્યું છે. એક પછી એક, સાક્ષીઓના જુઠા પુરાવાઓ, તેઓને શીખવી ગોખવીને તૈયાર કરવામાં આવ્યા છે. તેઓ સાક્ષીના પીંજરામાં જાય અને આવે છે. આમાંના સાત સાક્ષીઓતો માત્ર બાળકોજ છે, જેઓને સાક્ષી આપવાનું પઢાવવામાં આવ્યું છે, અને એ પ્રમાણે તેઓ પોપટની જેમ એકજ સરખું બોલી જાય છે. આવા પ્રસંગમાં

બનાવટી અને જુઠ્ઠી સાક્ષી આપવી તેનો અર્થ એ થાય છે કે, આરોપી દોષિત છે કે નિર્દોષ એ કંઇ પણ જોવા કે જાણવાની પરવા કર્યા વિના તેને ફાંસીને માચડે ચડાવી દેવા માટે પોતાથી શક્ય એવા પ્રયત્નો કરવા. માનવતા, નાના નાના છોકરાઓના હોઠોથી સાચું ખોટું બોલાવીને, બીજા માણસોને ફાંસીએ ચડાવી દેવાનો પ્રયત્ન કરીને, આટલી નિચતાએ ભાગ્યેજ બીજા કોઈ દેશમાં ગઇ હશે.” અને વડી અદાલતનો ચુકાદો આ શબ્દોથી પરિપૂર્ણ થતો હતો. “ ......કાવતરાની રચના સંપૂર્ણ પારદર્શક છે, અને એટલાજ પારદર્શક તેના કારણો પણ છે. ઇકરામુદીન [ આરોપીઓમાંના એક ] મુસ્લિમોના આગેવાન હતા. એટલે પાંચ અગત્યની સાક્ષીઓ, એક પછી એક આગળ આવીને એ આગેવાનનું જીવન અંતાવી દેવા માટે જુઠ્ઠા સોગન ખાઇ ગઈ......આ બધી કૃત્રિમ વાતો જો આરોપીઓની કરૂણતાઓ સાથે સંકળાયેલી ન હોત તો અતિ હાસ્યજનક નિવડત. એ કાવતરાંની સફળતા છ માણસોને ફાંસી અને ચોવીશને જન્મ દેશનિકાલની સજામાં પરિણમી છે.......આ કેસ એક આનંદ સમારંભ તરીકે ઉજવાયો છે, અને તેમાં દરેક સાક્ષીએ વધારે માં વધારે કેટલા મુસ્લિમોને ફાંસી અપાવી શકે એ પ્રતિસ્પર્ધા કરીને પુરતો આનંદ લીધો છે. સત્ય, માન, માનવજીવનની પ્રતિષ્ઠા એક માણસના સોગન ઉપર આધાર રાખે છે એવી માન્યતા હવામાં ઓગળી ગઇ હતી.......જ્યારે પુરાવાના છળ કપટો ન્યાયને આડે રસ્તે દોરી જવાના પ્રયત્નોમાં મદદ કરતા હતાં અને એક પક્ષિય, થોડા પ્રમાણમાં ઝુલ્મી પણ, આ કેસમાં થયા છે એવા નિરૂપણો, આવા પરિણામો લાવ્યા સિવાય રહેતા નથી......આપણે તેમાં ઉંડે ઉંડે પણ એ મનસુબો જોઇ શકીએ છીએ કે બને તેટલા વધારે સાક્ષીઓ લાવીને થઇ શકે એટલા વધારે મુસ્લિમોને દોષિત ઠરાવવા–તેઓ મુસ્લિમ છે

૪૧,૯૩૫૦૦૦
ફ્રાંસ

૭૩,૮૧૩૦૦૦
પાકિસ્તાન

૭૯૨૦૦૦
હોલાંડ

૮૦૯૨૦૦૦
બેલ્જીયમ

૪૫૦૪૧૦૦૦
યુનાઈટેડ કીંગડમ

૪૧૨૨૦૦૦
ઇટાલી

[ સરખા પ્રમાણમાં ]

## વસ્તી પ્રમાણની સરખામણી.

સુધારો :
હોલાંડ–૭૯૨૦૦૦૦
ઈટાલી–૪૧૨૨૦૦૦૦

એ એકજ માત્ર તેઓના અપરાધની ખાતર. ''

ઉપર ટાંકેલા વડી અદાલતના ચુકાદાના ફકરાઓ, એ વખતના 'શેરે બંગાલ,' મૌ. ફઝલુલ હક્કના પ્રખ્યાત બીસ્વા દુષ્કર્મને લગતા મહાત્મા ગાંધીને લખાયેલા ખુલ્લા પત્રમાં ઉલ્લેખાયા હતા. એજ પત્રના બીજા થોડા મૂળ ફકરાઓ અહિં અપાવા જોઇએ, કારણ કે તે સિવાય–એક કરૂણ કાવ્ય જેવા એ પત્રના આત્માને કોઇ નહિં સમજી શકે, જે એક અમાનુષી નિર્દયતાથી ઘવાયેલા 'તે વખતના' હૃદયમાંથી ઉદ્‌ભવેલા હતા.

'' મને માફ કરજો, મહાત્માજી, '' મૌ. ફઝલુલ હકકે લખ્યું હતું, '' પરંતુ મને અદાલતના ચુકાદામાંથી લાંબા લાંબા ફકરાઓ તમને મોકલવાની ફરજ પડે છે. મને ખાત્રી છે કે, એ ફકરાઓ ન્યાયાધિકારીનું અત્યંત અગત્યતા ધરાવતું સત્ય અવલોકન છે, એમ તમને લાગ્યા વિના નહિં રહે. હિંદુઓ-કોંગ્રેસીઓ અને બીન-કોંગ્રેસીઓ, અને એ પ્રાંતના ખુદ વડા પ્રધાન, કે જેના હાથમાં લોકશાસનવાદે ન્યાય અને લાખો જીંદગીઓની સલામતી સોંપી દીધી છે–એ બધાના હાથો નિર્દોષોના ખૂનથી રંગાયેલા છે. તેઓ બધી બાબતોનો આગળથી ન્યાય પણ કરી લેતા, અને મુસ્લિમો વ્યવસ્થિત એવા નિર્દય ખૂન માટે જવાબદાર છે એમ પણ જાહેર કરી દેતા. ત્યાર પછી તપાસનું એક અળખામણું હાસ્ય–નાટક ભજવવામાં આવે છે, અને એ હાસ્યજનક નાટકના સંવાદો ન્યાયની અદાલત સામે અસંખ્ય સાક્ષીઓના હોઠે ઉચ્ચારવામાં આવે છે. સાક્ષીઓના પાંજરામાંથી જુઠ્ઠાણાઓ ઝડપી અને વિપુલ પ્રમાણમાં ઉભરાઇ ઉભરાઇને વહે છે. હિંદુ સાક્ષીઓ આનંદ ઉત્સવ જેવા એ કાર્યમાં એક બીજા સાથે સ્પર્ધા કરે છે, કારણ કે તેઓનો એકજ હેતુ માત્ર, બની શકે

તેટલા વધારે મુસ્લિમોના જીવન માટે જુદા સોગનો ખાવા એજ હોય છે. મુસ્લિમોના મુસ્લિમ હોવાના માત્ર એકજ અપરાધ માટે......

" કલ્પી શકો તો તેની કરૂણતાને કલ્પો. એ મુસ્લિમો ઉપર વરસેલી ઝુલ્મની ઝડીઓને પણ કલ્પો. તેઓના સગાં, તેઓના મિત્રો અને તેઓના આત્મીયજનો, કે જેઓ તેના કાયદેસરના બચાવ કરવા માટે પૈસા પણ નહિં મેળવી શકતા હોય, અને છતાં તેઓને ફાંસીને માંચડેથી કે આંદામાનના દેશનિકાલમાંથી ઉગારી લેવાના બધાજ શક્ય પ્રયત્નો કરવાના વલખાં માર્યાં હશે, તેઓની દયાજનક સ્થિતિ અને મુંજવણો કલ્પો. જો સાધનો ઓછા પડયા હોત, અને વડી અદાલત સુધી અપીલને ન લઇ જઇ શકયા હોત, તો છ નિર્દોષ મુસ્લિમ પ્રાણોનો, ફાંસીનો માચડો ઘાતક બન્યો હોત, અને ચોવીસ મુસ્લિમો જીવનભરને માટે જેલના સળીઆઓ પાછળ ધકેલાઇ ગયા હોત. એ સ્થિતિની પણ જરા કલ્પના કરો.

" મુસ્લિમ લઘુમતિ તરફ લોકશાસનવાદના નામે ન્યાયભર્યો વર્તાવ કરવાની ડંફાસો મારતી કોંગ્રેસે, જે માણસના હાથમાં સત્તા સોંપી છે, તેના એ કાળા કર્મો છે. આ રીતે મુસ્લિમ લઘુમતિને ન્યાય આપવાનો પ્રયત્ન થયો છે.

" અને છતાં, હજુ પણ તમે લોકશાસનવાદ અને ન્યાયની ગુલબાંગો પોકારો છો, અને બ્રિટિશ સત્તા ઉપર આક્ષેપો મૂકો છો કે, તે તમારા હાથમાં સંપૂર્ણ સત્તા નથી આપતી. લોકશાસન વાદના આવા પ્રદર્શનો રોજીંદા કરવા માટે? ન્યાયના આવા નાટકો અવારનવાર ભજવી નિર્દોષોના જીવનો સાથે ક્રૂર રમત રમવા માટે?

" તમે કહેશો કે આતો રડયો ખડયો એક માત્ર બનાવ છે. અસંખ્ય દાખલાઓ આપી હું સાબિત કરી શકું છું કે, એકજ જાતનું માનસ દરેક ઠેકાણે કામ કરી રહ્યું હતું, અને એમ કરીને મુસ્લિમ લઘુમતિના જાન માલ અને મિલ્કતની તેણે પુષ્કળ ખુવારી કરી છે.

" જ્યારે બીજી બાજુ, આખા હિંદુસ્તાનમાં એક પણ હિંદુએ એ નિર્દોષ મુસ્લિમોને ફાંસીના માચડા સુધી મોકલવાના પ્રયત્ન કરનાર, ભયંકર કાવતરાંખોરોના આ વર્તન ઉપર કયારેય રોષ કે ધિક્કાર પણ દેખાડયો છે? ન્યાય જેઓને મોતના જડબાંઓમાંથી પાછા ખેંચી આવ્યું એવા મુસ્લિમોની સ્થિતિ તરફ કોઈ પણ હિંદુ અખબારે એક જરા જેટલી પણ સહાનુભૂતિ બતાવી? અથવાતો તેઓની એવી સ્થિતિ કરવામાં જે હલકટ કાવતરાખોરોના હાથ હતા, તેઓને દૂષિત પણ ગણ્યા? એ નથી બતાવતું કે મુસ્લિમોએ વડી અદાલતમાં કરેલ અપીલનું જે કંઇ પરિણામ આવ્યું, તેથી લગભગ દરેક હિંદુ ખુશી નથી થયો; અથવાતો હિંદુ પ્રધાન મંડળો જે રીતે પક્ષપાતી વર્તન કરી ગયા તેમાં તેઓને કંઇપણ ગેરવ્યાજબી નથી લાગ્યું, એમ ફલીત નથી થતું? ઘણાંઓએ તો મુસ્લિમોને કોઈ પણ જાતના અપરાધ વીના ફાંસીએ ચડાવી દેવાના આ કાવતરાંમાં પોતાની બધીજ શકિતઓથી સક્રિય સાથ નથી આપ્યો?

" અને મહાત્માજી, તમે પોતે પણ તેના માટે શું કર્યું? તમે આ બધી હકીકતોથી અજ્ઞાત તો નહિંજ હો!

" કોંગ્રેસમાંના અને તમારીજ જાતિના માણસોના આવા તિરસ્કાર્ય કૃત્ય સામે તમારી સત્યની લાગણી, તમારી અહિંસાની લાગણી, તમારી ન્યાયની લાગણી, તમારી યોગ્યતાની લાગણી

એ શા માટે બળવો ન ઉઠાવ્યો ? બંગાળ પ્રાંતમાંના નાના એવા જીલ્લા નોઆખલીમાં બનેલા એક ક્ષુદ્ર બનાવે તમને હરિજનમાં હિંદુઓને, તેઓના સ્થાપિત દુશ્મનો સામે હિંસા પણ કરવાની સૂચનાઓ આપી દેવાની પ્રેરણા કરી. વાસ્તવિક રીતે નોઆખલીમાં કંઇજ અનિચ્છનીય બન્યું નહોતું, કે બન્યું નથી–સિવાય કે માત્ર એક મુસ્લિમે વિચારશૂન્ય ભાષામાં ભાષણ આપ્યું હતું.

" પરંતુ ચાંદુર બીસ્વા કેસની કરૂણતાઓ કે, નિર્દોષ મુસ્લિમોના જીવન માટે કાવતરાં કરતા હિંદુઓની ક્રૂરતાઓ, તમારા ઉપર કોઇ જાતની અસર કરવા સમર્થ નિવડી નથી. તેને માટે એક શબ્દ પણ કહેવા તમારા હોઠો ખુલ્યા નથી, કે એક શબ્દ પણ તમારી કલમે લખ્યો નથી. જે હિંદુઓએ મુસ્લિમોની જીંદગીઓ લુંટી લેવાના આનંદ ઉત્સવમાં પ્રતિસ્પર્ધાઓ કરી હતી, તેઓને તમે દૂષિત કે ગુન્હેગાર પણ નથી કહ્યા. તમારા એ મૌનનો અમે શું અર્થ કરીયે ?

" આ નિશ્ચયાત્મક વાસ્તવિક્તાઓ, એ સાબિત નથી કરતી કે હિંદુ અને મુસ્લિમો પરસ્પર ભિન્ન પ્રજાઓ છે, અને શુદ્ધ અને સ્વચ્છ બહુમતિનું રાજ્ય, લોકશાસનવાદના બુરખા નીચે મુસ્લિમો કયારેય નહિં સ્વીકારે ? અને હિંદુ સત્તાધિકારીઓના હાથે મુસ્લિમોને કયારેય પણ ન્યાય મળવાનો કોઇજ સંભવ નથી?

આવી સંયોગ પરિસ્થિતિમાં મુસ્લિમો જો એમ કહેવું ચાલુ રાખે કે લોકશાસનવાદ એ બહુમતિ રાજ્યનો એક આંચળો છે, અને હિંદુસ્તાન માટે તે તદ્દન અયોગ્ય છે તો તમો તેઓને દોષ આપશો ?

" આવા સંજોગોમાં મુસ્લિમો પોતાની માન્યતા પ્રમાણે,

અને ચાંદુર બીસ્વામાં હિંદુઓએ જે કંઈ કરી દેખાડયું છે તે ધ્યાનમાં લઇને, એવો આગ્રહ રાખે કે જો હિંદુઓ સત્તા ઉપર આવશે તો પોતાને ન્યાય નહિં આપી શકે અથવા તો ઇરાદાપૂર્વક નહિં આપે—તો પ્રમાણીકપણે તમે તેઓની એ માન્યતાને અન્યાયી કહેશો ?

" તમે અને બીજા હિંદુઓ એ સરકારથી દુર રહ્યા હતા, નામદાર વાઇસરોય મારફત એમ કહીને કે ' અત્યારની જવાબદારીઓ હિંદુસ્તાનના હિત ખાતર બીજી કોઇપણ જાતની શાસન પદ્ધતિમાં પલટાવી નાખવા માટે, હિંદી રાષ્ટ્રીય જીવનના મૂળતત્વોથી અવરોધાય છે, અને બીજાઓ સાથે એવી સંયુકત સરકારો સ્થાપવા પણ તેઓ એક પક્ષ તરીકે કામ કરવા ખુશી નથી.' એ વર્ણન પ્રમાણે સરકારે લઘુમતિઓને રૂક્ષ ન્યાય સિવાય જરા પણ બીજું કંઇ વધારે આપ્યું હોય એમ તમે માનો છો ?

" મધ્ય પ્રાંતમાના ચાંદુર બીસ્વાની સંપૂર્ણ મુસ્લિમ વસ્તીની શાંતિ અને તેના હિતો હિંદુ સરકારે, અને એક હિંદુ આગેવાને—કે જે ત્યાંના વડા પ્રધાનનો હોદ્દો ધરાવતો હતો—શું ભયમાં નહોતા મૂકયા ?

" અને એટલે મુસ્લિમો કે જે ' હિંદી જીવનના એક અત્યંત શકિતશાળી મૂળતત્વો ' છે, આવા માણસો જે શાસન સરકારમાં હોદ્દાઓ ધરાવતા હોય તેના હાથમાં પોતાનું સંપૂર્ણ ભાવિ મૂકી દયે ? ન્યાયના તાત્વીક સિદ્ધાંતની સાથે તે બંધ બેસ્તુ નથી.

" અને અંતમાં મધ્ય પ્રાંતની ધારાસભાના એક પછી એક બહુમતિ પક્ષના વકતાએ નિર્દોષ મુસ્લિમોનો ખૂનના વ્યવસ્થિત '




[ સમાન માપમાં ]

પ્રદેશોના ક્ષેત્રફળની સરખામણી.

કાવતરાના દોષિતો તરીકે ન્યાય તોળ્યો, અને કોઈપણ જાતની તપાસ કે પુછપરછ કર્યા સિવાય તેઓને ગુન્હેગાર જાહેર કર્યા, એ નથી બતાવતું કે હિંદમાં લોકશાસનવાદ એક નિષ્ફળતાજ છે?"

આમ ગાંધીના પોતાની જાતિ તરફના અને મુસ્લિમો તરફના વલણને ખુલ્લા કરતા વર્ણનોજ ઉપર લીધેલા છે. કારણ કે હિંદી રાજકારણમાં જે દંભ અને જુઠાણાઓ આચરાઇ રહ્યા છે તેની ઉપર તે પ્રકાશ નાખે છે. દાંભિક કૃત્રિમતાના આ જમાનામાં આટલું ખુલ્લું કહેનાર ભાગ્યેજ કોઇ વિરલાઓ નીકળે છે. જો કે અત્યારે તો એ માનસ પણ પલટયું છે, છતાં જ્યારે પ્રમાણીકતા અને ન્યાય એક ઉત્સાહી વ્યકિતત્વમાંથી બહાર પડે છે, ત્યારે કોઇ તેની સામે નથી ઉભું રહી શકતું. હજ્જારો ધીમા ગણગણાટો અને દુઃખી બડબડાટોની વચ્ચે એક સત્યનો પ્રખર શકિતશાળી અવાજ ઉદ્દભવે છે, ત્યારે તે સ્વાર્થ અને બાયલાપણાના બધાજ દંભના કરોળીયાના ઝાળા જેવા છટકાંઓને ભેદી નાખે છે, અને દુનિયા, લાખો માણસોએ એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર ભોગવેલ દુઃખોના મૂળ હેતુઓ જાણી શકવા સમર્થ બને છે. માનવ જીવનની પ્રગતિ, કરોડો માણસોના સામુદાયિક પ્રયત્નો અને તેઓના નેતાઓની યોગ્ય દોરવણીનું પરિણામ હોય છે. કહે એક વસ્તુ અને કરે બીજી વસ્તુ, એવા વામન મનુષ્યોની જુઠાણા સર્જવાની શકિત જ્યારે કામે લાગી હોય છે, અથવા તો ચંચળ સ્વાર્થ, માનસશાસ્ત્રના બુરખા નીચે છુપાઇને પવિત્રતાના કે કોઈ મહાન સંતના અવતારી ચિન્હો દેખાડી રહ્યું હોય છે, ત્યારે તેનાથી વધારે શકિતશાળી એક એવો હાથ કામ કરી રહ્યો હોય છે, જે તેના બધાજ સ્વાર્થ પડદાંઓને ચીરી નાખે છે, અને લુચ્ચાઇ, મહત્વાકાંક્ષા, તેમજ પક્ષપાતની બધીજ ભગત રમતોને ખુલ્લી કરે છે.

બીસ્વા ખૂન કેસ એ જાતનો માત્ર એકજ બનાવ નથી. મધ્ય પ્રાંત અને બરાડ ઇલાકાની મુસ્લિમ લીગે નિમેલા તપાસ પંચે આવા દુષ્કર્મો અને અસુરી કાર્યો, મુસ્લિમો ઉપર વરસેલી ઝુલ્મ ઝડીઓ, મુસ્લિમ અખબારોને ગુંગળાવી નાખીને તેના પ્રકાશનો બંધ કરવા—કે જે મુસ્લિમોના દુઃખો જાહેર જનતાને કહેવા માત્ર એકજ સાધન હતું, અને એવા અનેક કુકર્મોની લાંબી હારમાળા તૈયાર કરી છે. કેળવણી સંસ્થાઓમાંથી ઉર્દુ ભાષાનો નાશ, જાહેર સેવાના ક્ષેત્રામાં મુસ્લિમો તરફ સેવાતો ધિક્કાર, મુસ્લિમોના લોહીથી હાથો રંગનાર હિંદુ ખૂની કેદીઓનો છુટકારો, મુસ્લિમ જાન માલ અને મિલ્કતોને અતિ નુકશાન કર્તા હિંદુઓના હુમલાઓ, મસ્જીદો, દરગાહો અને તાઝીઆઓનો હિંદુઓને હાથે થયેલો પ્રતિષ્ઠા ભંગ, જાહેર નિશાળોમાં ગાંધીના ફોટાના બાળાત્કાર ભર્યા ફરજીયાત પૂજનો, લોનારના ગામડામાં જ્યાં પીવા જેવા મીઠા પાણીનો માત્ર એકજ કુવો છે, ત્યાં મુસ્લિમોને પાણી ન ભરવા દેવા અને તરસથી તરફડાવવા, કાટાંગી નામના ગામડાની પોલીસ ચોકીમાં પુરાયેલા એક મુસ્લિમનું ભેદી અને શકમંદ સંજોગોમાં નિપજેલું મરણ—એ હારમાળા તો અતિ લાંબી છે. એ વખતે દરેક સ્થળે હિંદુઓ મુસ્લિમોને પજવે હુમલા કરે કે તેઓના પ્રાણ લ્યે એ તો સાધારણ બનાવો હતા. બિહાર ઇલાકા મુસ્લિમ લીગની પણ એવીજ ફરિયાદો છે. દરેક સ્થળે મુસ્લિમો તરફનું હિંદુઓનું વલણ ધિક્કાર ભર્યું અને ઝુલ્મી હતું, અને તેઓને સામાજિક અને રાજ્યદ્વારી ક્ષેત્રામાંથી હાંકી કાઢવાના થઈ શકયા તેટલા બધાજ નિષ્ફળ પ્રયત્નો તેઓએ કર્યા હતા. સાંસ્કૃતિક, આર્થીક કે એવાજ બીજા કોઇપણ જાહેર કાર્યોમાં ભાગ લેતાં તેઓને અટકાવવામાં આવ્યા હતાં. " હિંદુઓ માટેનું સ્નાનગૃહ " એવા છાપાના સમાચારો રોજીંદા બન્યા હતા. જ્યારે કોઇ એમ જાણે કે, એક પરોપકારી સંસ્થાએ

મુંબઈમાં " કોઇ પણ વર્ણના ભેદભાવો " સિવાય " માત્ર બધા હિંદુઓ માટે " ભવ્ય એવું સ્નાનગૃહ બંધાવ્યું છે, ત્યારે તેને લાગે છે કે નિયંત્રિત પ્રગતિ પામતા રાષ્ટ્રવાદનું એ પરિણામ છે કે, બે હજાર વર્ષોના જરીપુરાના ગુલામ–માનસના એ પડઘા છે. જે હિંદુ–બ્રાહ્મણ ઉપર, જો હિંદુ–શુદ્રનો પડછાયો પણ પડે તો અપવિત્ર થાય છે, તેજ બ્રાહ્મણ એ શુદ્રની સાથે, સ્નાનગૃહના એકજ તળાવમાં સાથે ન્હાવા તૈયાર થાય છે, પરંતુ મુસ્લિમો કે જે બધાજ માણસોને સમાન ગણે છે, અને જેના વડવાઓએ એ બ્રાહ્મણો અને શુદ્રોના વડવાઓ ઉપર સૈકાઓ સુધી રાજ્ય કર્યું છે, તેઓને તેમાંથી બાકાત રાખવામાં આવ્યા છે. બ્રાહ્મણો અને શુદ્રોને એક સાથે ન્હાવાની સગવડ આપતા, અને મુસ્લિમોને તેમાં બીલકુલ સ્થાન ન આપતા, એવા આ સ્નાનગૃહ બંધાવનાર અને તેને ખુલ્લા મુકનાર મહાનુભાવો કે તેઓની મંડળીઓને હિંદીઓ એકજ રાષ્ટ્રીયતાના છે, અને તેઓના હિતો અને હેતુઓ સમાન છે એમ કહેવામાં જરા જેટલો પણ ક્ષોભ થાય છે? એમ કહેવામાં જરા જેટલો પણ ન્યાય છે ? એમ કહેવાનો જરા પણ હક્ક છે ? જ્યારે એક વિશાળ પરોપકારી ફંડના ગંભીર અને વિચારશીલ ટ્રસ્ટીઓ સ્નાનગૃહના ઉપયોગમાં, હૃદયની આટલી સંકુચીતતા દેખાડી શકયા છે, ત્યારે મુસ્લિમો કે જેઓ પોતાની ભિન્ન રાષ્ટ્રીયતા માટે આટલા મલીન રીતે ધિક્કારાઈ રહ્યા છે- તેઓની પોતાની ભિન્ન રાષ્ટ્રીયતા દેખાડવાના અવારનવાર થઇ રહેલા પ્રયત્નો તેની સામે ક્ષુલ્લક, ઓછી અગત્યના અને બીનજવાબદાર છે. રાજ્યદ્વારી ટુંકી બુદ્ધિના દિન પ્રતિદીન આવા અનેક પુરાવાઓ આપતા સ્વાર્થી અને દંભી લોકોના હાથમાં મુસ્લિમો પોતાના હિતો અને ભાવિ મૂકી દયે એ કયારેય પણ સંભવિત છે ?

જાતિય અને સાંસ્કૃતિક સામ્ય ધરાવતા લોકોમાં પણ, વર્ષોના દંભ અને તે વડે આચરાઇ રહેલા ધિક્કારો અને અપમાનો એ, ન પૂરી શકાય એવી ભિન્ન ભાવનાનું અંતર સદૈવ વધાર્યું છે. દાખલા તરીકે પાકિસ્તાનના હિંદુ, મુસ્લિમ અને શીખ લોકો બનીયા રાજ્યદ્વારી પ્રયત્નોના પરિણામ રૂપે એકબીજાથી સંપૂર્ણ જુદા પડી ગયા છે. ઉત્તર-પશ્ચિમ હિંદના મોટા મોટા શહેરોમાં એવો વિરોધ દિવસે દિવસે વધારે સાદ્દશ્ય થતો જાય છે, અને છતાં ગ્રામ્ય પ્રદેશોમાં કે જ્યાં તેની કુલ વસ્તીના ૯૦ ટકા વસે છે, એજ એકરાગતા, જાતિય અને સાંસ્કૃતિક ઐકયતા સુરક્ષીત છે. બધાજ પક્ષોના ખડખડાટો છતાં પંજાબ, સંયુક્ત-સરકાર નીચે વધારે સારી રીતે રહી શકે છે અને વધારે પ્રગતિ સાધી શકે છે, તેના અંતિમ પુરાવાઓ પંજાબની જનતા આપી ચુકી છે. કોઇપણ કોમની નહિં એવી સરકાર સ્થાપીને પંજાબે પોતાના ભાવિ સુખનું બંધારણીય ઘડતર કર્યું છે. પાકિસ્તાની ધારાસભામાં કોઇજ કોમી પક્ષ આજે નથી. પાકિસ્તાનની પ્રજાની એકબીજાને ક્ષમા આપવાની, સહનશીલતાની શક્તિ વધે એવું આપણે ઇચ્છીએ.

હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસ એ હિંદુસ્તાનની સૌથી વધારે મોટી રાજ્યદ્વારી સંસ્થા છે. મુખ્યત્વે કરીને તે હિંદુ અને હિંદુ પક્ષોની બનેલી છે, અને થોડાક મુસ્લિમ " શોભા પૂતળા " સિવાય બધીજ મહત્વની જગ્યાઓ હિંદુઓએ રોકી લીધી છે. ગાંધી તે સંસ્થાના સર્વોચ્ચ એવા સરમુખત્યાર છે, છતાં પોતે તો તેના ચાર આનાના સભ્ય પણ નથી એમ અવારનવાર કહેવાનો દાંભિક શોખ ધરાવે છે. એક સૌથી વધારે ચાલબાજ રાજ્યદ્વારી વ્યકિત ઉપરાંત ગાંધી અત્યારના યુગના એક સૌથી વધારે જક્કી અને ધાર્મિક પુરૂષ પણ છે. જીંદગીભર તે હિંદુઓના હિતો માટેજ લડયા છે, અને હિંદુસ્તાનની આઝાદીની લડત પણ તેના

એ હેતુઓની પરિપૂર્ણતા માટે છે. ગાંધીની નજરમાં તેનો પોતાનો ધર્મ—જે ગમે તેવો હોય, પોતાના સામાજિક નિયમો અને પોતાની સંસ્કૃતિ, હિંદી ધર્મ, હિંદી સામાજિક નિયમો અને હિંદી સંસ્કૃતિ તરીકે છે, અને તે તેને તેમ ઓળખાવે પણ છે. પોતાના વિચારોના ઐતિહાસીક સમર્થનો માટે તે દસ સૈકાથી જરા પણ ઓછા નહિં, એવા જરીપુરાના હિંદુસ્તાન તરફ પોતાની દ્રષ્ટિ ફેંકે છે. હિંદુત્વના નવસર્જન કરવા માટે પોતાથી શક્ય તેટલી મહેનત તેણે કરી છે એટલુંજ નહિં, પરંતુ તેમ કરવામાં દસ કરોડ મુસ્લિમોનું અસ્તિત્વ ભયમાં મુકાય છે એ જોવાની પણ તે દરકાર કરતા નથી. વાસ્તવિકતામાં જ્યાંસુધી મુસ્લિમોએ કોંગ્રેસથી સંપૂર્ણ અળગા થઇને, તેના જેટલીજ વિશાળ અને મહત્વની એવી બીજી રાજ્યદ્વારી સંસ્થા મુસ્લિમ લીગને પગભર ન કરી, ત્યાંસુધી મુસ્લિમો હિંદુસ્તાનમાં વસી રહ્યા છે કે કેમ, તેની પણ ગાંધીજીને જાણ નહોતી. ત્યાર પછી તેણે ઘોર દાંભિક ભાષાસરણીની હારમાળાઓથી મુસ્લિમોની પ્રીતિ સંપાદન કરી લેવાના પ્રયત્નો કર્યા, અને એમ કરવામાં અનેક અનિશ્ચિત વચનો પણ આપ્યા, જે પુરા કરવાની જવાબદારી તેણે પોતા ઉપર રાખી. પરંતુ ગાંધીજી કોંગ્રેસના એક ચાર આનાના પણ સભ્ય ન હોઇને, ઉપકારો કરવાની પોતાની આવડત, પોતાની આત્મીક અને દૈવી શકિત ઉપર નિર્ભર રાખે છે. પોતાની નમ્રતા નિરાધારતા, અતિ નિર્બળતા, પ્રેરણા અને પશ્ચાતાપ કરવાના પોતાના નિર્ણયો, અને એવીજ બીજી વસ્તુઓથી મુસ્લિમોને આ હક્કો આપવાની તે શકિત પણ ધરાવે છે. અપવાસો, મૌનવ્રતો, ચરખા કાંતણ, બકરીનું દૂધ પીવું, અને નાગપુરના સંતરા ખાવા એ ગાંધીજીની શાસ્ત્રજ્ઞ વાણીઓની સાર્થકતાની, મદદકર્તા પૂર્વભૂમિકા બને છે. તેમને મળતી પ્રેરણાઓ એક કરતાં અનેક સ્વરૂપોમાં, અને એકબીજીને સંપૂર્ણ ખોટી પાડતી, એવી હોય છે. જનતા

તેને ઝીલે છે. વહેમો, ચમત્કારો અને આધ્યાત્મીક જીવનોના જેટલા અખતરાઓ ગાંધીજી કરે છે તેટલા, બીજો કોઇપણ હિંદુ સમજતો પણ નહિં હોય. આકર્ષણ અને ગૂઢતાના સ્વાંગો ધારણ કરીને હિંદુસ્તાનના બીન-મુસ્લિમોની નજરમાં તે, એક સુધારક અને સાધુની એવી અનુક્રમે બે ભૂમિકાઓ ભજવે છે. તેની ભવ્ય તપશ્ચર્યા, કે જેની જાહેર ખબરો અને પ્રચાર એશિયા, આફ્રિકા અને યુરોપના ખંડોમાં તેના અનુયાયીઓ અખંડ રીતે વિશાળ પ્રમાણમાં કર્યાંજ કરતા હોય છે, તેણે એટલો ઉત્સાહ અને એટલું આશ્ચર્ય જન્માવ્યું છે કે, આર્ય-દ્રાવિડી હિંદુઓના અનેક ઘરમાં ગાંધી મૂર્તિ બની પૂજાય પણ છે.

પોતાની પ્રારંભીક રાજ્યદ્વારી ચળવળોમાં ગાંધીએ પોતાના સાથીદારો તરીકે પોતાની જાતિના માણસોનેજ પસંદ કર્યા હતા. અને જેમ જેમ જુદી જુદી ચળવળો ફુટતી આવી, તેમ તેમ હિંદુ રાષ્ટ્રીયતાની વફાદારીના તે કેન્દ્ર બનતા થયા, અને એમ થતાં પોતાની ચળવળોને વિકસાવવા માટે તેઓને બે હજાર વર્ષ પહેલાંના હિંદુસ્તાનના સંસ્કારો અને સિદ્ધાંતો પણ મળી ગયા. સંસ્કૃતિનું પુનર્જન્મ કેટલી હદ સુધી મૂર્તિમંત થઇ શકે, અને છેલ્લા દસ સૈકાઓમાં મુસ્લિમ તત્વોએ એ સંસ્કૃતિમાં શું ભાગ ભજવ્યો હશે તે વિચારવાની કોઇને ફુરસદ નથી. એ નિઃશક છે કે, ગાંધીજીએ મુગલ સામ્રાજ્ય અને ઇસ્લામની હિંદુસ્તાનમાંની સંસ્કૃતિ ઉપરની અસરો, તેમજ ઇસ્લામીઓ અને ઇસ્લામી સંસ્કૃતિનું અસ્તિત્વ ઇરાદા પૂર્વક નથી જોયું. તેમ કરવામાં તેને ભૂંસી નાખવાની શકયતાઓ ભર્યો આત્મ-વિશ્વાસ તેના હૃદયમાં હોય તો તે પણ કંઇ વધારે આશ્ચર્યજનક નથી. કોંગ્રેસનો આ નૂતન માર્ગ રાજ્યદ્વારી સ્વામીત્વ ધરાવવા માટે અતિ ગંભીર છે, એટલુંજ નહિં, પરંતુ હિંદુસ્તાનમાંની મુસ્લિમ પ્રજા અને

ઇસ્લામ ધર્મના મૂળમાં પણ ઘા કરતો છે. મુસ્લિમ સામ્રાજ્યના યુગ દરમ્યાન શાંતિ અને સમાધાનના જે સફળ ઉપાયો અસ્તિત્વમાં આવ્યા હતા તેને ધિક્કાર ભરી રીતે એક તરફ ફેંકી દેવામાં આવ્યા છે. અને તેને બદલે ઉપજાવી કાઢેલ મિશ્ર ઉપાયો, દસ સૈકાઓ પહેલાંના હિંદુસ્તાનનું પુનર્જન્મ કરવા માટે યોગ્યા છે એ તદ્દન સ્પષ્ટ છે. મુસ્લિમોએ શોધેલી અને સર્જેલી કમાનો સ્થાપત્ય કળાના મૂળ તત્વ જેવી છે, અને મુગલોએ બંધાવેલા વિશાળ ઘુમ્મટો, બાંધકામના અને ચણતરના અનેક પ્રકારોમાં સૌથી વધારે ચિરઃસ્થાયી છે. બનીયા શાહીવાદ આવા અમર સ્થાપત્યોનો નાશ કરી તેને બદલે પ્રાચીન હિંદી સ્થાપત્યોની ગીચતાઓ ઉભી કરવા માંગે છે. અને આમ કરીને મુગલોએ સૌથી પહેલાં, સ્થાપત્યમાં પોષેલી ઐક્યતા, સમાનતા, પ્રમાણભાગ અને લાલિત્યના માનસનો તેઓ વિનાશ કરવા ઇચ્છે છે.

નાક કાપીને ચહેરાને બેડોળ કરવા જેવો બીજો દાખલો, કોંગ્રેસ અને હિંદુઓનો ઉર્દુ ભાષાને તિલાંજલી આપવાના પ્રયત્નોમાં થયો દેખાય છે. ઉર્દુ ભાષાને તેઓ મુસ્લિમોની ભાષા માને છે, અને એટલે તે અહિંદુ અને અહિંદી તરીકે તેઓ માટે અસ્પૃશ્ય બની છે. વાસ્તવમાં ઉર્દુ એજ માત્ર એક એવી ભાષા છે, કે જે પુરા વિશાળ પ્રદેશ સાથે પરિચય સાધી શકે છે અને અર્વાચીન લોકોને હિંદુસ્તાનની સાંસ્કૃતિક ભાવના સમજાવી શકે છે. હિંદુસ્તાનની ભાષાઓમાં તેની વિવિધતા વિપુલતા અને સાહિત્ય વિશાળતાને કારણે તેનું સ્થાન ઉન્નત છે, અજોડ છે. ચાળીસ કરોડ હિંદીઓ—પાકિસ્તાનીઓ, બનીયાઓ મરાઠાઓ, બંગાલીઓ, દ્રાવિડીઓ અને બીજા અનેક લોકોએ તેનો ઉપયોગ કરીને, પુરા પાંચ સૈકાઓ સુધી તેને વિસ્તૃત કરવાના પ્રયત્નો કર્યા છે. અને એમ કરીને વધારે સરળ,

સુંદર, અને સભર એવી ભાષા તરીકે તેને એશિયામાં સ્થાન આપ્યું છે. તે એકજ ભાષા છે, જે કેરોથી લઇને સીંગાપુર સુધી સહેલાઇથી સમજી શકાય એ અર્થે અંગ્રેજી, ડચ, ફ્રેંચ, તુર્કી, પોર્ચ્યુગીઝ, ઇરાની, અરબ્બી, તામીલ, તેલુગુ, કાનડી, બરમી અને ચીની ભાષાઓના શબ્દો જેમાં ભરેલાં હોય, પરંતુ હિંદી રાષ્ટ્રોને એકબીજા સાથે સાંધતી આ કડી પણ વર્ધાના ધર્મ યોદ્ધાઓને તોડી નાખવી છે. તેઓ મૃત અને ભુલાયેલી એવી 'પાલી' અને 'પ્રાકૃત' ભાષાને ખોદી ખોદીને, તેના અવશેષોને એક દોરામાં પરોવી, તેમાંથી એક ભાષા સર્જવાના મનોરથો સેવી રહ્યા છે. તેઓની આ મૃતભાષાને તેઓ 'હિંદુસ્તાની' ના નામે ઓળખાવે છે, અને કરોડો માણસોથી બોલાતી તેમજ સતત વપરાતી એક ભાષાના બદલામાં તેને સ્થાન આપવા માગે છે– એક એવી ભાષાને બદલે, કે જેની પ્રાચીન મહાકવિતાઓ પણ હીરા અને ઝવેરાતના ચળકાટ કિરણો જેવી શુદ્ધ અને સાત્વીક છે, અને જેનું અર્વાચીન સાહિત્ય આંતર રાષ્ટ્રીય ભાષા જેટલું વિશાળ અને તાત્વીક છે. કોંગ્રેસની ઉર્દુ ભાષા વિરોધી ચળવળો એક એવો દાખલો પુરો પાડે છે, કે જે એક માર્ગ ભુલેલ રાષ્ટ્રીયતા પાસેથી રહ્યું સહ્યું જે કંઇ હોય તે બધુંજ લુંટી લેવાના પ્રયાસો જેવો છે. જ્યારે એક રાષ્ટ્રના નેતાઓ પક્ષપાતી અને બીજાઓની મુસીબતો તરફ આંધળા બને છે, ત્યારે કોઈ એવી શક્તિ નથી જે તેઓની પાસેથી શુદ્ધ ન્યાય મેળવવા સફળ થાય.

'કોંગ્રેસના સ્થંભો' અવારનવાર એવી ફરિયાદો કરતા રહે છે કે, મુસ્લિમો તેનાથી દૂર રહે છે. તેઓ એવી સલાહ આપે છે કે, કોંગ્રેસ છાપનો હિંદી રાષ્ટ્રીયવાદ કેળવીને તેઓએ–મુસ્લિમોએ વધારે ને વધારે સહન કરતાં શીખવું જોઇએ. એટલુંજ નહીં પરંતુ, હિંદની ઐકયતા સાધવા માટે મુસ્લિમોએ વધારે આત્મભોગો

પણ આપવા જોઇએ. થોડા સમય સુધી સત્તા પર રહેલ કોંગ્રેસ પ્રધાનમંડળોના, મુસ્લિમો ઉપરના ઝુલ્મો અને સિતમો જોયા પછી, અગર મુસ્લિમો કોંગ્રેસથી વિરૂદ્ધ મત ધરાવતા હોય અને કોંગ્રેસી નેતાઓના વચનો પર વિશ્વાસ ન મૂકતા હોય તો કોઇને આશ્ચર્ય નહીં થાય. છતાં જો મુસ્લિમો હિંદુસ્તાનમાં કોંગ્રેસની યોજેલી 'રાષ્ટ્રીય' લોકશાસનવાળી સરકાર સ્થાપવામાં મદદગાર થશે તો, પોતાનો ધર્મ અને સંસ્કૃતિને જ્યાં તેઓ લઘુમતિમાં છે ત્યાંજ નહીં પરંતુ, ઉત્તર-પશ્ચિમ હિંદ અને પૂર્વ-હિંદમાં-પાકિસ્તાનમાં, કે જ્યાં મુસ્લિમો અતિ વિશાળ બહુમતિ ધરાવે છે ત્યાં પણ, ઇસ્લામના દુશ્મન જેવી બહુમતિના હાથમાં મૂકીને તેને મહા ભયમાં મૂકી દેશે. કોઇપણ રાજ્યદ્વારી પુરૂષ, દસ કરોડ મુસ્લિમોને પોતાની વિભિન્ન રાષ્ટ્રીયતાનો ભોગ આપવાની ક્યારેય પણ સલાહ ન આપી શકે, જ્યારે તેઓ એક એટલો મોટો સાંસ્કૃતિક પ્રદેશ ધરાવતા હોય કે જે, ઇંગ્લેંડ, ફ્રાંસ, સ્પેન અને ઇટાલીને ભેગા મેળવીએ અને થાય તે કરતાં વધારે મોટો હોય. બનીયા રાજ્યદ્વારીઓ આમ બનવાની આશાઓ કયા કારણોને આધારે સેવતા હશે એ સમજવું મુશ્કીલ છે. ઇંગ્લેંડ કરતાં દસ ગણું વધારે મોટું પોતાનું રાષ્ટ્ર, મુસ્લિમો શા માટે તેઓના ચરણે ધરી દયે? અને એમ કરીને એજ ભૂમિમાં પોતે અસ્પૃશ્યો અને ગુલામ બનીને શા માટે રહે-જ્યાં તેઓએ એક હજાર વર્ષ સુધી પોતાની તલ્વારોના બળે શાસન કર્યું છે, અને સત્તા ભોગવી છે?

મુસ્લિમો હિંદનું રાષ્ટ્રીકરણ ક્યારેય પણ કબુલ નહિં રાખે. કારણ કે તેમ કરવામાં તેઓને અત્યંત નુકશાન થશે.





હિંદુસ્તાનની વસ્તી લગભગ ચાળીસ કરોડને આશરે છે, જે જગતની માનવ-વસ્તીના પાંચમાં ભાગ બરાબર છે. એટલે બંધારણવાદની દ્રષ્ટિએ હિંદુસ્તાનની 'એક રાષ્ટ્રીયતા' સંપૂર્ણ રીતે અશક્ય અને અસંભવિત છે.





હિંદની વસ્તીનું પ્રમાણ [ ટપકાંવાળા પ્રદેશો ]

# રામ રાજ્ય

## એટલે

# બનીયા શાહીવાદ

## પ્રકરણ ૧૪ મું :

અત્યારે જે પ્રણાલીકા હિંદુસ્તાનના રાષ્ટ્રીય નેતાઓની અને કોંગ્રેસ તેમજ ગાંધીજીના અનુયાયીઓની છે, તેને જો સત્ય રૂપે રજુ કરવી હોય તો, ' હિંદુ શાહીવાદ ' નું નામ તેને માટે વધારે યોગ્ય અને વાસ્તવિક છે. બનીયાઓનું હિંદી રાજકારણમાં આટલું વિશાળ મહત્વ તેઓની સંખ્યા અને તેઓની સદ્ધરતાને કારણે છે. તેઓની સંખ્યા અતિ વિશાળ છે, અને તેઓના પ્રદેશો દુનિયામાં સૌથી વધારે વસ્તી-ગીચતા ધરાવે છે. હિંદુસ્તાનનો મધ્ય પ્રદેશ અને તેની કુદરતી ફળદ્રૂપતાએ, હિંદુસ્તાનમાં જેટલા પણ લશ્કરી સામ્રાજ્યો સ્થપાયા છે તે બધામાં એટલુંજ-સરખું

મહત્વ ધરાવ્યું હતું. અસંખ્ય માણસોના સામુદાયીક પ્રયાસો અને ઉચ્ચ સંસ્કૃતિને કારણે તેની નિપજો-ઉપજો વિશાળ હતી, તેમજ તેના એ વખતના શહેરી કેન્દ્રોમાં પુષ્કળ દ્રવ્ય ઉભરાતું હતું, જેણે હિમાલયપારના લશ્કરી સરદારોને અહીં આવવા લલચાવ્યા હતા. હિમાલયની કરાળ પર્વતધારાઓ ઓળંગ્યા પછી, તેઓ માટે બીજું સંકટ, પાકિસ્તાનમાંની શૂરવીર આર્યજાતિઓની લડાયક શકિતનું રહેતું. પરંતુ હિંદુસ્તાનના દ્રવ્યના આકર્ષણ એટલા પ્રબળ હતા કે, આક્રમણકારો હિંદુ-કુશના હિમ આચ્છાદિત શિખરો ઓળંગી, પંજાબના વિશાળ મેદાનો પાર કરી હિંદુસ્તાનની પશ્ચિમ બાજુએ આવેલ પાણીપતના મેદાનમાં હિંદુ લશ્કરોને યુદ્ધ આપતા.

આક્રમણકારો ઘણી વખત નાની અને નિરર્થક સંસ્કૃતિઓનો વિનાશ પણ કરતા. ઉત્તર–પશ્ચિમને રસ્તેથી જેટલા પણ આક્રમણકારો આવ્યા, તે બધા હિંદુસ્તાનના કરોડો માણસોમાં સમાઇ ગયા. નવા આવનાર દરેક વિભાગોએ હિંદુસ્તાનની સંસ્કૃતિમાં પોતાની સંસ્કૃતિનું પ્રમાણ ઉમેર્યું, અને એ મિશ્ર સંસ્કૃતિએ એ વખતે પણ યુરોપ અને ચીનના ઘણા મુસાફરોને આશ્ચર્યચકિત કર્યા. રાજ્યદ્વારી અંધાધુંધી છતાં હિંદની કળા અને જ્ઞાન વિકસ્યા, અને મુગલ શાસકોની સત્તા નીચે તો સ્થાપત્ય અને કવિતાનો વિકાસ તેના શિખરે પહોંચ્યો.

“ સંયુકત પ્રાંત ” ના મથાળા નીચે લખતાં પ્રો. લાઇડ કહે છે કે: “ આર્ય હિંદુઓની મહાકથાઓનો આજ કેન્દ્ર દેશ છે. મહાભારત અને રામાયણ અહીંજ સર્જાયા છે. રામનું ઘર અયોધ્યા [ અથવા તો ઔંધ, જે અત્યારે ફયઝાબાદ છે. ] માં છે, અને બ્રાહ્મણત્વનું ઘર બનારસમાં. બુદ્ધ અને તેનો ધર્મ પણ

અહીં જન્મ્યા હતા, અને અશોકના બૌદ્ધ સામ્રાજ્યનું કેન્દ્ર પણ એજ છે. પટનાની જમીનમાં હજુ પણ દટાયેલા પાટલીપુત્રના અવશેષો મળી આવે છે. મુસ્લિમ-ઇતિહાસકારોએ પણ તેનેજ " હિંદુસ્તાન " કહ્યો છે, અને આગ્રા, અલ્હાબાદ, જોનપુર, તેમજ લખનૌ મુસ્લિમ સામ્રાજ્યોના મથકો હતા. સદાને માટે તે પ્રદેશ હિંદનું હૃદય બનીને રહ્યો છે, અને લાક્ષણિક હિંદુત્વ તેમાં છે. મધ્ય–હિંદને પણ હિમાલય જેવા અવરોધોનું રક્ષણ છે. ઉત્તર–પશ્ચિમના ઉચ્ચ પ્રદેશો અને દક્ષિણ–પૂર્વનો સમુદ્ર તેના અડગ અને કઠોર આશ્રયસ્થાનો છે. એ સરંક્ષણોએ તેને સૌથી વધારે સમૃદ્ધ મંદિરોનો પ્રદેશ બનાવ્યો, અને તેની ગ્રાહ્યશકિતએ તેને ઉર્દુ ભાષાનું ઘર બનાવ્યું. કારણ કે હિંદી ભાષાઓમાં, સમજી અને બોલી શકવા માટે તે તેઓને સૌથી વધારે સરળ લાગી. વળી તે પ્રદેશમાં મૂળભૂત ઐકયતા પણ હતી–તેની બાંધણી અને આશ્રયસ્થાનોમાં, તેની આબોહવા અને લીલોતરીમાં, અને તેના લોકોની વસ્તી ગીચતામાં. "

એ કુદરતી સગવડતાઓનો હિંદુસ્તાનીઓએ પુરતો લાભ ઉપાડયો છે. જો કે તેઓ ઉત્તર–પશ્ચિમના પ્રદેશોમાંથી તેના લોકોને સાથે લાવતા આક્રમણકારો સામે ટકી શકતા નહિં છતાં, સારી એવી પ્રગતિ સાધેલા, સંખ્યાબળમાં વધારે અને માફક આવતા ભૌગોલીક સ્થાનો ધરાવતા હોવાને કારણે, બીજા હિંદી રાષ્ટ્રો ઉપર સ્વામીત્વ ધરાવવા શકિતમાન નિવડતા. બંગાલ આ હિંદુસ્તાનીઓ સામે નિરંતર અજેય ઉભું હતું, એટલે ત્યાં હિંદુસ્તાનીઓ પોતાના કોઇ હિતો સાધી નહોતા શકતાં. પરંતુ એ બંગાલ મુગલોના હુમલાઓ સામે ન ટકી શકયું. દક્ષિણ હિંદમાં પણ હિંદુસ્તાનીઓનું કોઇપણ રાજ્યદ્વારી કે સાંસ્કૃતિક મહત્વ નહોતું. ત્યાં બળવાન સામ્રાજ્યો હસ્તી ધરાવતા હતા અને એટલે

હિંદુસ્તાની શાહીવાદ પોતાના માટે ત્યાં કોઇજ સ્થાન ન મેળવી શક્યું.

હિંદી સામ્રાજ્યમાં હિંદુસ્તાનનું ધાર્મિક મહત્વ તો બ્રિટિશ યુગ દરમ્યાનજ વધ્યું. ગંગાના પ્રદેશોની આસપાસ જેવી રીતે મુગલોએ સંસ્થાનો સ્થાપ્યા હતા, તેવીજ રીતે બ્રિટિશ સરકારે હિંદુસ્તાનની વ્યવસ્થાને સર્વોત્કૃષ્ટ કરવા માટે તેના પરગણાઓ અને પ્રાંતો સ્થાપ્યા. ઉચ્ચજાતિની આર્ય નેતાગીરી સાથે, આર્ય-દ્રાવિડી વસ્તીએ પોતાના વિશાળ કુદરતી સાધનો અને આર્થીક સગવડોથી હિંદી હિતોમાં, આખા દેશ–ઇંડીયા–માટે 'હિંદુસ્તાન' શબ્દ પ્રચલિત કરાવવા સફળ થયા. ઓગણીસમાં સૈકાથી હિંદુસ્તાનની પરિસ્થિતિ પલટાતી હતી. પ્રાચીન ધરતીના પ્રદેશો જેવા હિંદુસ્તાનના ઇલાકાઓએ, અર્વાચીન પ્રદેશો થવા માટે અતિ ઝડપી પ્રગતિ સાધી. અને પૂર્વમાં બંગાલીઓ, બરમાઓ દક્ષિણમાં દ્રાવિડીઓ, મુસ્લિમ પાકિસ્તાનીઓ, પશ્ચિમમાં મરાઠા અને રજપુતોએ પણ પોતાની ભિન્ન રાષ્ટ્રીયતાનું આત્મભાન અનુભવ્યું.

સ્વેચ્છાએ બનીયાઓ હિંદી બાબતોમાંનું પોતાનું ઉચ્ચ સ્થાન છોડી દયે એ માનવું મૂર્ખાઇભર્યું છે. પોતાનું અગત્યનું સ્થાન તેઓ ફળદ્રુપ અને વિશાળ વસ્તીવાળી ભૂમિના માલીક થવા માટે, રાષ્ટ્રીયવાદના થરોથી વધારે સજ્જડ અને મજબુત કરે છે. બરમાનું વિભાગીકરણ એ એક અત્યંત મહત્વનું પગલું હતું. બર્માઓ માનતા હતા કે પોતાની ઉન્નતિ તે સિવાય થવી અશક્ય છે. બનીયાઓએ એ યોજનાનો પણ પોતાના બધાજ બળથી વિરોધ કરેલો. બે કરોડ બર્માઓને તેઓ વર્ષોની કાયમની ગુલામી નીચે રાખવા માગતા હતા. તેઓનું પાકિસ્તાનની યોજના તરફનું વલણ પણ એવુંજ છે. તેઓ માનતા લાગે છે કે ઉત્તર-પશ્ચિમના

અતિ વિશાળ એવા એક પ્રદેશને પોતાના ગુલામ તરીકે રાખવામાં તેઓ સફળ થશે. મુસ્લિમ લીગની વિભાગીકરણની યોજનાનો કોંગ્રેસ વર્તુળોમાંથી એક જીવતી ભૂતાવળ જેવો વિરોધ થયો છે, અને થયા કરે છે. પોતાની સત્તા-લગામો એ પ્રદેશ સુધી ખેંચવાના, ભાંગીને ભુક્કો થયેલા સ્વપ્નાઓએ તેઓને પાગલ કર્યા છે. કોંગ્રેસી અખબારોમાંથી વિભાગીકરણની યોજનાથી તદ્દન અસબંધ અને અસંગત ટીકાઓના ધોધ-પ્રવાહો વહેતા થયા છે. વિભાગીકરણના વિરોધમાં થતા સેંકડો ભાષણો, નિવેદનો, લેખો, જાહેરાતો, અને સંદેશાઓનો, કે જે કોંગ્રેસી હોઠો અને કલમોથી અવિરત ઝર્યા કરે છે, મૂળધ્વનિ આવેશ અને નિરાશાથી ભર્યો છે. પરંતુ આવી બધીજ ધમકીઓમાં કોઇપણ જાતનો ન્યાય કે વ્યવસ્થા નથી, કારણ કે, એ યોજના પોતે સાંસ્કૃતિક, આર્થીક અને રાજ્યદ્વારી કારણોથી સફળ થયેલી છે. વાસ્તવિક રીતે જ્યારે સૌથી પહેલા આ માંગણીનો ધડાકો થયો, ત્યારેજ ઘણા રાજ્યદ્વારી મહાનુભાવોએ માની લીધું હતું કે, એ માંગણીનો ધ્વંસ કરવો કોઇની પણ શકિતમાં નથી, અને એટલેજ ત્યારે અસંખ્ય રાજીનામાઓની હારમાળા લાગેલી. છતાં શાહીવાદની મહત્વાકાંક્ષા પાછળ ગાંડા બનેલા થોડા એવા કોંગ્રેસીઓએ હજુ પણ પોતાની આંખોને તે માંગણી તરફ બંધ રાખી છે. એટલુંજ નહિં, વધારામાં તેઓ એવી મૂર્ખ માન્યતા પણ સેવે છે કે, વિભાગીકરણની યોજના અને માંગણી માત્ર એક ધમકીજ છે !

જો કે રાજ્યદ્વારી પુરૂષો, જગત શાંતિ જાળવી રાખવા માટે રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય જરૂરી છે, એમ માને છે તોપણ માનવીની સત્તા અને શકિતભૂખ તો જેટલી પુરાતનકાળમાં હતી તેટલીજ આજે પણ છે. અલબત્ત, તેના પ્રકારો જુદી જુદી જાતના, ઘણા અને અમર્યાદિત બન્યા છે. વર્ધા છાપનું શાહીવાદ ખાસ

કરીને ધૂર્ત અને ભયાનક પ્રકારનું છે. લુચ્ચાઈ, ડોળ, દંભ, દગો, આધ્યાત્મવાદ, અને છુમંતરની રાક્ષસી ઝાળો તેની નીચે પાથરેલી છે. જો કે તેના પ્રતિનિધિઓ કહેવાતું બંધુત્વ અને ઉદારવૃતિ સેવે છે, પરંતુ એમ કરવામાં તેઓનો મુખ્ય હેતુ સ્વાર્થ અને કપટજ હોય છે. સૈકાઓ સુધીના આચરણથી યુરોપી લોકોએ ડોળ અને દંભને પણ, એક સુંદર કળા તરીકે સ્થાપી છે. પરંતુ તેઓના ડોળ અને દંભો તો નિર્જીવ છે, જ્યારે વર્ધાના ડોળ-દંભો ભયાનક અને બિહામણા છે. એ દંભો તો આત્મસ્વરૂપતાનો ડોળ કરી ઇશ્વરી શકિતઓનું પણ અપમાન કરે છે. જેઓની સામે એ દંભને અજમાવવામાં આવે છે, તેઓને, અસત્યને વિદારનાર અને કપટને ખુલ્લાં કરનાર એક અવતાર-શકિત તરીકે ઠસાવી મુંગા કરી નાંખવામાં આવે છે. ઘોર કર્મ આચરનારાઓજ તેમાં હોઇ, તેનું પૃથક્કરણ કરવાની કોઇ જરૂરત નથી. તેઓ ભજવી રહેલ એ ભૂમિકા અત્યારે તો એક અસ્તિત્વ થઇ ગઈ છે. મલીન વિખવાદોના કારણરૂપ તેઓની આધ્યાત્મિક શક્તિમાં જગતના સુધરેલા માણસોને કોઇજ વિશ્વાસ નથી. વર્ધાના શાહીવાદીઓએ પોતાની આધ્યાત્મિક દાંભિકતાઓને રાજ્યકારણ સાથે મિશ્ર કરી દીધી છે, અને તેના પિશાચીક પરિણામો અત્યારે જણાઇ રહ્યાં છે. દુનિયાને, વર્ધાના સંતોના વર્ણનો, તેઓના અપવાસો, મૌનવ્રતો, થર્ડ કલાસમાંની મુસાફરીઓ, અને ચરખા કાંતતી અર્ધ નગ્નતા, છાપાઓને પાને અને સમાચાર ચિત્રોમાં, અવતારી ઇશ્વરત્વ તરીકે દેખાડાઇ રહ્યું છે: પરંતુ એજ મહા-આત્માઓની લાગણીઓ, બીરવા ખૂન કેસ માટે થયેલા વ્યવસ્થિત ઝુલ્મી કાવતરાંઓ માટે, કે પોતાની માતૃભાષાના રક્ષણ માટે લડતા અસંખ્ય દ્રાવિડીઓને જેલના સળીયા પાછળ ધકેલી દેખી વખતે, જરાપણ નથી ઝણઝણતી. એ જોઇને લોકો ભય અને દયાની લાગણીઓ અનુભવી રહ્યા છે. કોંગ્રેસ પ્રધાન મંડળોના કુકર્મો માટે મુસ્લિમ

લીગે જે તપાસ કમીટીઓ નીમી હતી તેની વિગતો બતાવે છે કે, દયાળુ જેવા દેખાતા અને ચરખા કાંતતા એ મહા–આત્માઓથી લઘુમતિઓએ કેટલું ભય પામવાનું છે.

વર્ધાના મહા–આત્માઓની લઘુમતિઓ તરફની દયાભરી લાગણીઓ વિચિત્ર પ્રકારની છે. કોંગ્રેસે લઘુમતિઓને આપેલા વચનો પાળવાનો જ્યારે વખત આવશે, ત્યારે લઘુમતિઓનું અસ્તિત્વજ નહિં હોય. તેઓના નેતાઓને જેલમાં પુરી દેવામાં આવ્યા હશે અથવા તો દેશપાર કરવામાં આવ્યા હશે: તેઓના બાળકોને ગાંધીજીની પૂજા કરવાનું શીખવાડવામાં આવ્યું હશે: પોષાકમાં તેઓ ધોતી અને ખાદીની ટોપી પહેરતા થયા હશે: તેઓના અખબારોને ગુંગળાવી નાખવામાં આવ્યા હશે, અને તેઓની ભાષા અને સંસ્કૃતિને ભૂંસી નાખવામાં આવી હશે. અને બીજા કે જેઓ સામાજિક કે રાજ્યદ્વારી રીતે નબળા હશે, છતાં પોતાના જીવનમાં પોતાના ધર્મને એટલુંજ સ્થાન આપતા હશે, તેઓ અસ્પૃસ્યો અને ગુલામોની સ્થિતિમા મૂકાઇ ગયા હશે. પાકિસ્તાની માનસ માટે, કોંગ્રેસ પંથ, તેની અહિંસા, તેના રૂક્ષ શીશમ વર્ણા પરંતુ સફેદ દૂધ જેવા કપડાંઓમાં મઢાયેલા અને દીર્ધાયુષ્યની ઔષધીઓ ખોળતા નેતાઓ, દાવપેચવાળી યુક્તિઓ, લોભાવનારી માયા જાળો, આર્થીક દબાણો, ચપટા નાકવાળા સરઘસીઆઓ, તીણા અવાજોથી સૂત્રો પોકારવામાં બધીજ શક્તિઓ ખર્ચનારાઓ, અને એવું બીજું–બધુંજ વિચિત્ર છે. તેઓને એ બધામાં વ્યાજખોરી, અસ્પૃસ્યતા, અને મુસ્લિમો માટેના અત્યંત ધિક્કારની ગંધ આવે છે. કહેવાઇ ગયું છે એ રીતે કોંગ્રેસ, થોડા માણસોના હાથમાં સત્તા સૂત્રો હોય તેવી હિંદુઓની એક સંસ્થા છે, જે હિંદના મુસ્લિમો અને બીજી લઘુમતિઓ ઉપર સ્વામીત્વ મેળવવા માટેના સ્વપ્ના સેવે છે.






આ નકશો બતાવે છે; [૧] મૂળઅર્થમાંના ‘હિંદુસ્તાન’ ની મર્યાદાઓ [તેના મધ્યસ્થ સ્થાનને કારણે ‘ઇંડીયા’ માટે હિંદુસ્તાન નામ વપરાતું થયું છે ]. [૨] પાકિસ્તાનની ભૌગોલીક ભિન્નતા. [૩] પાણીપતનું યુદ્ધ-મેદાન.



બનીયા શાહીવાદ આ દેશની બધીજ જાતિઓ ઉપર પોતાનું પ્રભુત્વ જમાવી પોતાની જાતિની પ્રગતિ સાધવાના સિદ્ધાંતો અને હેતુઓની સાથે કામ કરી રહ્યો છે. જે કોંગ્રેસ કચડાએલા અને દુઃખીઓ માટે સ્વતંત્રતા મેળવવાના, અને હિંદી લોકોમાં સમાનતા સ્થાપવાના સૂત્રો પોકારી રહી છે, તે પોતાની પહેલીજ સફળતા વખતે હિંદુસ્તાનની બીજી જાતિઓ અને બીજા રાષ્ટ્રો ઉપર પોતાની જાતિનું સાર્વભૌમત્વ સ્થાપવાની તકો શોધે છે. કોંગ્રેસી સત્તાધીશો વર્ધાથીજ, પાકિસ્તાન, બંગાલ, મહારાષ્ટ્ર, રજપુતાના અને દક્ષિણ હિંદ ઉપર શાસન કરવાની આશા સેવતા હતા. કોંગ્રેસમાં સામ્રાજ્ય-સર્જકો સિવાય ધર્મયોદ્ધાઓ પણ છે, જેઓ ઉત્તર-પશ્ચિમના ઇસ્લામી પ્રદેશો ઉપર હિંદી સંસ્કૃતિ લાદી દેવા ઈચ્છે છે. પોતાનું રાજ્યદ્વારી પ્રભુત્વ તેઓ, હિંદના મુસ્લિમો ઉપર, તેઓને ઘાતી પહેરતા—ભાજીખાવ કરવામાં વાપરીને એકજ અલ્લાહને માનવાવાળાઓને, અનેક જાતિઓ અને વર્ણો ભર્યા સમાજોમાં ભેળવી, તેઓને અસંખ્ય પત્થરો, જંતુઓ, પ્રાણીઓ, માનવો અને દેવોને ભજતા કરી દેવા માંગે છે. વિશાળ ઘુમ્મટો, લાંબી મનોહર કમાન—દ્વારો, ઉંચા મિનારાઓ, આરસપહાણની ઝીણી ઝાળીઓ, અને રંગબેરંગી પત્થર જડાવોને સ્થાને તેઓ, આકાર વિનાના પત્થર-ચણતરો, અસંખ્ય થાંભલાઓ, અને તેની ઉપર કોતરેલી અનેક હાથો અને પગો વાળી મૂર્તિઓ, અથવા તો નાકની જગ્યાએ હાથીની સૂંઢ ધરાવતી દેવ—મૂર્તિઓને સ્થાપશે. કેળવણી વિષયક સંસ્થાઓમાં તેઓ ફારસી, અરબ્બી, અને બીજી વીશેક ભાષાઓના પડઘા પાડતી ઉર્દુને બદલે મૃત પાલી અને પ્રાકૃત ભાષા શીખવાડશે. તેઓ અફઘાન જેવી શૂરવીર પ્રજાઓને દાંભિક અહિંસા શીખવીને તેને નમાલી અને કંગાલ બનાવી દેશે, અને તેમ થયા પછી તેઓને વિશાળ, રૂઢીવાદી, આર્ય–દ્રાવિડી સમાજમાં સમાવી દેવામાં આવશે.

પરંતુ બનીયા શાહીવાદના નસીબમાં નિરાશ થવાનુંજ નિર્માયું છે. ઉત્તર–પશ્ચિમ પ્રદેશોમાં તેઓની સત્તાના પગ પહોળા કરવા સામે પાકિસ્તાની લોકોનો અસંતોષ સળગી ઉઠયો છે. ભૂતકાળમાં પણ ઉત્તર–પશ્ચિમ કોઇ સમૃદ્ધિ કે વસ્તી–ગીચતા ધરાવતો પ્રદેશ નહોતો. તે વખતે પણ મુગલ શહેનશાહોને તે લશ્કરી ભરતીનો ખોરાક આપતો–અત્યારે જેમ બ્રિટિશ સરકારને આપી રહ્યો છે તેમ. ભૂતકાળમાં હતા તે કરતાં અત્યારે પાકિસ્તાનના લોકો વધારે સંખ્યામાં છે, અને વધારે સમૃદ્ધ પણ છે. એ કયારેય સંભવિત નથી કે, તેઓની ઉપર બીજી કોઈ હિંદી શકિત સાર્વભૌમત્વ ભોગવી શકે. અને જલ્દીથી-નઝદીકના ભાવિમાં તો પાકિસ્તાન પોતાની સ્વતંત્રતા અને સ્વાયત્તતાના પંથ ઉપર પગલા પાડતું હશે.

હિંદી રાજ્યદ્વારી પુરૂષોનો એક નાનો ભાગ હાર્દિક રીતે ઇચ્છે છે કે, હિંદુસ્તાનની પ્રજા સંયુક્ત રહે. સંયુક્ત હિંદ, તેની વિશાળ વસ્તી અને વિપુલ કુદરતી નિપજોને કારણે, બીજા જગત-પ્રદેશોથી વધારે રાજ્યદ્વારી વિકાસ સાધીને આગળ પડતું રહે, એવા મનગમતા સ્વપ્ના તેઓ જુએ છે. તેઓ કોંગ્રેસ નિતીને ટેકો આપી રહ્યા હોય તો એ માટે નહીં કે, બનીયા શાહીવાદ બધાજ પ્રદેશો ઉપર ફેલાય તેમાં તેઓ સંમત છે, કે તેના માટે સહાનુભૂતિ પણ ધરાવે છે. પરંતુ એ કારણે કે હિંદુસ્તાનની તે એક વિશાળ રાજ્યદ્વારી સંસ્થા છે, અને હિંદની ઐકયતા તેમજ આઝાદી માટે તે લડી રહી છે, એમ તેઓ માને છે એટલેજ. મૂળભૂત કુદરતી કારણોને અંગે એવી ઐકયતા સધાવી લગભગ અશકય છે. છતાં આવા થોડા નેતાઓ, આશ્ચર્યસ્તબ્ધ કરી દયે એવી અને એટલી શકિતથી તેમ કરવા મથી રહ્યા છે. હિંદુ-મુસ્લિમના અત્યારના સંબંધો અને માનવ કુસંપો ટાળવાના લાક્ષણિક મૂળતત્વો જોતાં, કેટલી પણ હાર્દિક ઇચ્છા હોય કે કેટલી પણ શકિત તેની

પાછળ ખર્ચવામાં આવે, પરંતુ હિંદુસ્તાનમાં એવી ઐક્યતા સાધવી ક્યારેય સંભવિત નહિં બને. અનુભવથી મુસ્લિમો શીખ્યા છે કે, પોતાના હિતો તેઓ બીજા કોઇના હાથમાં સોંપી શકતા નથી. તેઓ ભાવિ હિંદુસ્તાનની એવી કોઇ રાજ્યદ્વારી શક્યતાને ક્યારેય કબુલી શકતા નથી, કે જેમાં હિંદુસ્તાનના બીજા પ્રદેશોના અને બીજી જાતિઓના લોકો આવીને તેઓ ઉપર રાજ્ય કરે. પોતાની જાતિ અને પ્રદેશોનું સ્વામીત્વ પોતાના હાથમાં રાખવાની ખાત્રી તેઓને એટલા પ્રમાણમાં થઇ ગઇ છે, કે તેમ કરવા માટે અને પોતાના એ હક્કોનો સ્વીકાર કરાવવા માટે, તેઓ પોતાની શક્તિમાં જેટલું હશે તે બધું કરી છુટશે.

જો કૃત્રિમ ઐક્યતા હિંદુસ્તાન ઉપર બળાત્કારે લાદી દેવામાં આવશે તો આખા દેશમાં આંતર-વિગ્રહ ફાટી નિકળશે. જો કોઈ પણ હિંદી રાષ્ટ્રને, બીજા કોઈ હિંદી રાષ્ટ્રની બળજબરીથી, પોતાના અસ્તિત્વનું રક્ષણ કરવા માટે હથીયાર ઉપાડવાની ફરજ પડશે, તો હિંદુસ્તાનની શાંતિ નાશ પામશે, અને બંધારણીય યુદ્ધમાંથી દેશ પર એવી આફત તૂટી પડશે કે જેના પરિણામો કેવા આવશે તે કોઈ કહી શકે તેમ નથી.

પાકિસ્તાન અને હિંદુસ્તાનને જો બે ભિન્ન રાષ્ટ્ર-પ્રદેશો તરીકે, સમાધાનભરી રીતે સ્વીકારવામાં આવે તો સમય જતાં એ બે રાષ્ટ્રો વચ્ચેનો મિત્રાચારીનો સંબંધ વધારે ગાઢ થશે અને એક બીજાનો વધારે વિશ્વાસ મેળવી શકશે. પરંતુ જો એ ભિન્નતા બળાત્કારે સાધવામાં કે કબુલ કરાવવામાં આવી હશે તો પછી "કુદરતી" દુશ્મનાવટ, એ બે રાષ્ટ્રોની વચ્ચે સદાને માટે રહેશે. જો હિંદી પ્રજાના પોતપોતાના પ્રદેશોમાં સ્વતંત્રતા અને સ્વાયત્તતા ભોગવવાના હક્કોને કબુલ રાખવામાં આવે તો જે

અવિશ્વાસ અને જે આવેશ અત્યારે એકબીજામાં પ્રવર્તી રહ્યો છે, તે તુરતજ નાશ પામે. ઉપ–ખંડ હિંદુસ્તાનના બધા પ્રદેશોને પોતાની સ્વતંત્રતાની અપાનાર ખાત્રી, કોઇપણ શકિત ન કરી શકે એવી વિજળીક ઐકયતા પણ સાધી શકશે. તેમાં કંઇ શક નથી કે પાકિસ્તાન, હિંદુસ્તાન અને એવાજ બીજા સ્વતંત્ર રાષ્ટ્રોના રક્ષણ–પ્રશ્નો એક બીજા સાથે ઐકયતા સાધવાની ફરજ પાડશે. પરંતુ એ વસ્તુ ત્યારેજ બની શકે, જ્યારે હિંદુસ્તાનના બધાજ પ્રદેશો સાથે સમાન ન્યાયભરી વર્તણુંક કરવામાં આવે, અને સૌથી વધારે વસ્તી ધરાવતો વિશાળ રાષ્ટ્ર હિંદુસ્તાન, પાકિસ્તાન કે એવાજ બીજા કોઇપણ સ્વતંત્ર પ્રદેશની રાષ્ટ્રીયતાને નિર્મૂળ કરવાનો પ્રયત્ન ન કરે. પાકિસ્તાનની પ્રજાએ પોતાના રક્ષણ માટે એક વખત પોતાની તલ્વાર ખેંચી કે પછી તેઓને, પાકિસ્તાનને ગુલામ રાખવામાં પોતાની બધીજ બુદ્ધિ અને શકિત ખર્ચી નાખનારાઓ તરફ કયારેય પણ વિશ્વાસ નહિં આવે. અને ત્યાર પછી નિરંતર પાકિસ્તાન મિત્રાચારી માટે પશ્ચિમ તરફ નજર નાખશે, અને તેના હિંદી પાડોશીઓની સાથે, તેની દુશ્મની સદાની થશે.

બીજા દેશોમાં બનેલા ઉદાહરણો ઉપરના કથનને વધારે બળ આપે છે. સંયુકત દક્ષિણ-આફ્રિકા જ્યારથી સ્વતંત્ર થયું ત્યારથી, દક્ષિણ-આફ્રિકાના જુદા જુદા પ્રદેશોને આત્મ-નિર્ણયનો હક્ક આપવામાં આવ્યો હતો. થોડા વખત પછી પ્રાદેશિક સામાન્ય હિતોએ તેઓને ફરીને સંયુંકત થવાની ફરજ પાડી. પરંતુ થોડા એવા ખુન્નસી સ્મરણો તેઓને સંયુકત થવામાં અડચણો ઉભા કરતા હતા. દક્ષિણ-આફ્રિકાની પ્રજાએ પોતાના સંસ્થાનોમાંની પોતાની સ્વતંત્રતાનો ઉપયોગ અને કિંમત જાણી હતી, એટલે તેઓ બીજાની સ્વતંત્રતાની કિંમત પણ આંકી શકતા, એટલુંજ

નહીં પરંતુ, બીજાની સ્વતંત્રતા માટે તેઓ માન પણ ધરાવતા થયા હતા. જો દક્ષિણ-આફ્રિકાની પ્રજાની ઇચ્છાઓને ઠોકરે મારવામાં આવી હોત અને પહેલાંથીજ બાળાત્કારે તેઓને એકજ રાષ્ટ્રમાં બાંધી રાખવામાં આવ્યા હોત, તો તેઓના એકબીજા પ્રત્યેના ધિક્કારમાં અભિવૃદ્ધિ થઈ હોત, અને તેઓના યુદ્ધો સામાન્ય બની ત્યાંસુધી લડાયા હોત, જ્યાંસુધી તેઓનું ભિન્ન રાષ્ટ્રીયત્વ સ્વીકારવામાં ન આવ્યું હોત-ફરીને કયારેય પણ સંયુક્ત થવાની કોઇપણ આશાઓ વિના. યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાની ઐકયતા પણ તેના અડતાળીશ સંસ્થાન-રાષ્ટ્રોની આંતરિક સ્વતંત્રતાને કારણેજ છે.

આવી રીતે આપણે જોઇ શકયા છીએ કે, દસ કરોડ મુસ્લિમોને પાકિસ્તાન આપીને તેઓની રાષ્ટ્રીય સ્વતંત્રતા ન સ્વીકારવી તે હિંદુસ્તાનની શાંતિ અને સલામતી માટે અતિ ભયભર્યું છે. પાકિસ્તાન માત્ર જાતિય, સાંસ્કૃતિક કે ભૌગોલીક ભિન્નતાજ નથી ધરાવતું, પરંતુ તે હિંદી મુસ્લિમોની દસ કરોડ પ્રજાનું રાષ્ટ્રીયત્વ પણ ધરાવે છે, જેઓને કદાચ પોતાની રાષ્ટ્રીયતા અને પોતાના રક્ષણોના હકકોથી બાળાત્કારે દૂર રાખવામાં આવશે તો, પોતાથી શકય તેવા બધાજ ઉપાયે તેઓ તેની સામે ઝઝુમશે, અને જ્યાં સુધી તેઓના એ હકકો સ્વીકારવામાં નહિ આવે ત્યાંસુધી તેઓ કયારેય પણ શાંત નહિં બેસે.



# રાષ્ટ્રવાદ અને આંતર-રાષ્ટ્રિયવાદ

## પ્રકરણ ૧૫ મું :

**આજની** યંત્રવાદી સંસ્કૃતિના આચરણો એવા પ્રકારના છે, તેમજ માનવીની દ્રષ્ટિએ ઐતિહાસીક રીતોની સાદૃશ્યતા એટલા પ્રમાણમાં ગુમાવી છે કે, ભૂતકાળના સંબંધો વર્તમાનકાળની પરિસ્થિતિમાં જોવા, અસાધારણ પ્રયત્નોને અંતે પણ અસંભવિત બની રહે છે. આપણે આપણી વર્તમાન પરિસ્થિતિની માન્યતાઓને વળગી રહીએ છીએ—અને એજ અત્યારની યુગ–માન્યતાઓ છે. આપણી સ્થાપિત સંસ્થાઓ પર યુગ પલ્ટાઓની કોઇજ અસરો આપણે ઇચ્છતા નથી. પરંતુ માનવજીવનમાં પલ્ટાઓની ધીમી પદ્ધતિઓ ઘણી વખત પૂરભર્યા પ્રલયના પરિણામો લાવી શકે છે. ઉચ્ચ જીવનના તે પ્રદર્શક ચિન્હો હોય છે.

આજે આપણે એવા પ્રસંગો જોઇએ છીએ કે જે ઇતિહાસોમાં અજોડ હોય. તે પ્રસંગો આપણા માટે મહત્વના અને અગત્યના

છે. સંભવ છે કે તેની અગત્યતાનું પ્રમાણ હજુ પણ વધે. છેલ્લા બસો વર્ષોમાં ધીમા રૂપાંતરો એટલી પરાકાષ્ટાએ પહોંચ્યા છે કે, તેની સાથે આપણી ભૂતપૂર્વ જીંદગીની તુલના કરવામાં આપણે નિષ્ફળ નીવડીયે છીએ. છતાં વર્તમાન અને ભૂતકાળનું આપણું જ્ઞાનજ આપણો ભાવિ પ્રકાશ બની માર્ગદર્શન કરશે. વધારેમાં વધારે માણસોનું વધારેમાં વધારે ભલું કરવું તે આજની સંસ્કૃતિનો મહામંત્ર છે. એટલે આપણું ભાવિ ઘડતાં, અત્યાર પહેલાંની જીવન પદ્ધતિના મૂળતત્વો આપણે નજરની સામે રાખવા પડશે.

આધુનિક યુગની એક મહાન વાસ્તવિકતા લોકશાસનવાદ છે. માનવ પરિપૂર્ણતાની શકિતમાં માનનારાઓ તેને માનવ પ્રગતિનું એક આશાભર્યું પગથીયું માને છે. એ સત્યના કરોડો માણસો અત્યારે જ્ઞાની થયા છે—તેઓનું એ જ્ઞાન સાચું છે કે નહીં એ તો સદા ચર્ચાસ્પદ રહેશે, પરંતુ એ કરતાં તેઓને જ્ઞાની થવાની ફરજ પડે છે એમ કહેવું વિશેષ વાસ્તવિક છે.

બ્રિટિશ રાષ્ટ્રીય પ્રજારાજ્યની એ દ્રઢ માન્યતા છે કે જગતનો ઉદ્ધાર લોકશાસનવાદી બંધારણોથીજ થઇ શકે છે. ભાવિ સંયુકત-રાજ્ય બધા રાષ્ટ્રોની લોકશાસનવાદી રાજ્યપ્રથા ઉપરજ આધાર રાખે છે. એટલે એવું પરિણામ લાવવા માટે કાળજીભર્યાં રાષ્ટ્રો અસ્તિત્વમાં લાવવા પડશે. આજે રાષ્ટ્રવાદ પર ઘણાજ પ્રદેશોથી દોષો થોપાઇ રહ્યા છે, પરંતુ એની તો કોઇ ના કહી શકે તેમ નથી કે રાષ્ટ્રવાદજ આજની સંસ્કૃતિનો આત્મા છે. દુનિયાની માન્યતાઓને બદલી નાખવી કોઇજ શકિતનું કામ નથી. માનવતાના અત્યારના ઘણા અગત્યના કાર્યોમાં આ રાષ્ટ્રવાદનોજ આત્મા હોય છે. સંસ્કૃતિના વિસ્તારનો રાષ્ટ્રવાદ એક કુદરતી તબકકો છે. રાષ્ટ્રોના ઉદ્‌ભવો પહેલા દુનિયા એક મિશ્ર જાતિઓ અને






આ નકશો ભાવિ હિંદી સંસ્થાનો કેવા હશે તે સૂચવે છે. સામાન્ય રક્ષણ પ્રશ્ન અને થોડા બીજા સામાન્ય ઐતિહાસીક રિવાજો [ કે જે મુગલ સલ્તનતમાં ઘણીજ અસરકારક રીતે અસ્તિત્વ ધરાવતા હતા ] તે આંતર-દેશીય ઐકયતાની બધીજ શકયતાઓ ઉભી કરશે.



સંસ્કૃતિઓનું ગુંચવાયેલ કોકડું હતી. એ ગુંચવાડામાં વ્યવસ્થા કે પ્રગતિ જેવું કંઈજ દેખાતું હોય તો તે રાષ્ટ્રવાદને કારણેજ છે. માનવતાના વર્ગીકરણો કર્યા સિવાય જગત–સંયુક્તતાના સિદ્ધાંતો ક્યારેય મૂર્તિમંત નહિં થાય.

શું અર્વાચીન જગતના બધાજ દૂષણો રાષ્ટ્રીયવાદને કારણે છે? તેનો જવાબ 'ના' છે. તે દુષણો ઘણું કરીને ઓછા રક્ષણવાળા બીજા રાષ્ટ્રોને, અતિ હથિયાર સજ્જ તેના પાડોશી રાષ્ટ્રોના કચડવાથી છે. શસ્ત્રોના પરિબળ સિવાય અસ્તિત્વ ધરાવતા રાષ્ટ્રોના હક્કોનો જો સ્વીકાર કરવામાં આવ્યો હોત તો એક પણ યુદ્ધ ન થયું હોત. શાંતિભર્યા સામાજિક જીવનના રાષ્ટ્રોમાં નબળા અને સબળા એકબીજાથી ખભા મીલાવીને એકબીજાના રસ્તામાં અંતરાયો ઉભા કર્યા સિવાય જીવન જીવી શકે છે. જે લોકોમાં શારિરીક બળની વિપુલતા કે બુદ્ધિ–બળની વિશેષતા હોય છે, તેઓ તેના બદલા તરીકે વધારે માન અને વધારે લાગવગ ધરાવી શકે છે; જ્યારે જેઓ નબળા છે તેઓ દેશ કે સમાજની પ્રગતિમાં કોઈ સૂચક સેવા ન આપી શકવાને કારણે પોતાની એ અશક્તિથી પોતાની પ્રગતિ પણ સાધી શકતા નથી. પરંતુ જે સમાજમાં સબળાઓ માત્ર પોતાના સુખ કે આનંદ માટેજ નબળાઓને માત્ર કચડતા નથી પરંતુ તેઓને પીસી નાખે છે, ત્યાં તેઓ એમ કરીને માત્ર એ નબળાઓનાજ નહીં પરંતુ પોતાના પણ સુખ અને આનંદનો નાશ કરે છે. ત્યારે ઝંઝાવાતો ફુટી નીકળે છે. એ સબળાઓ પણ પોતામાં એ નિર્ણય નથી કરી શકતા કે નબળી જનતાનો કોણે કેટલો લાભ લેવો, અને એટલેજ તેઓ એક બીજાઓને ગળે બાઝી પડે છે. વધારામાં નબળાઓ પણ પોતાના નબળા એવા બળને એકત્ર કરે છે, અને એમ કરીને તેના સબળા પ્રતિસ્પર્ધીઓ સામે મોરચા માંડે છે. દરમ્યાન માનવ અસ્તિત્વની

વધારે સુંદર પ્રગતિ આમ અચોક્કસ સમય સુધી અટકી પડે છે.

નિઃશંકરીતે, માનવજાતિએ મધ્યયુગથી પ્રગતિ સાધી છે. પ્રાચીન માનવીઓ પ્રાણીની દશામાંજ જીવતા હતા. વ્યક્તિગત યુદ્ધો તેમાં અવારનવાર લડાતા હતા અને નબળો સબળાનો શિકાર બનતો, એ તેનું નિશ્ચિત પરિણામ હતું, કારણ કે, એજ અરણ્યનો ન્યાય હતો—એજ અજ્ઞાન જીવનનો કાયદો હતો. પરંતુ છતાં માનવી બીજા પ્રાણીઓ જેવો પ્રાણી નહોતો. બુદ્ધિગમ્ય સદ્ગુણો તેમા હતા. આ સદ્ગુણોનો ધીમે ધીમે વિકાસ થયો અને માનવીએ એ અરણ્ય-જીવન તજ્યું. એમ કરીને તેણે પોતાના જીવન માટે બુદ્ધિગમ્ય કાયદાઓ ઘડયા. માનવીએ જાણ્યું કે શરીરબળના કાનુનથી તે ક્યારેય નહિં જીવી શકે. તેણે જાણ્યું કે તેને આત્મા પણ છે અને તોડી ફોડી નાખનાર શારિરીકબળ એ આત્માના બળ પાસે કંગાલ છે. આત્મા અને બુદ્ધિના પ્રભાવથી માનવી, વિપ્લવકારી શોધો કરી નવીનોખી શક્તિઓને પોતાના કાબુમાં રાખી શકે છે, તેમજ તેના વડે બીજા રાષ્ટ્રો ઉપરનું પોતાનું પ્રભુત્વ પણ કાયમ રાખી શકે છે. આ સત્યોએ માનવીને એ ભાન કરાવ્યું કે, તેઓએ અંદરો અંદર એકબીજા સાથે નિરર્થક રીતે લડવું ન જોઇએ, પરંતુ તેથી વિરૂદ્ધ જીવન-પ્રગતિ સાધવા એક બીજાને શક્ય એટલી મદદ કરવી જોઇએ. માનવ પ્રગતિનું આ પહેલું પગથીયું હતું. તેના વડે માનવીએ કુદરતી બળો અને વેગો ઉપર વિજય મેળવ્યો, અને એકબીજાથી શાણા નિવડીને એકબીજા પર એટલા ઉપકારો કર્યા કે, અલ્લાહના સર્જનોમાં તેઓ સૌથી વિશેષ ઉચ્ચ છે એ સત્ય માન્યતામાં તેઓનો વિશ્વાસ જન્મતો ગયો.

પરંતુ પારસ્પારિક સમજુતિઓ માનવી માનવી વચ્ચે હજુ પરિપૂર્ણતા નહોતી પામી જુદા જુદા લોકો એકબીજાના હક્કો માટે માન ધરાવતા થયા હતા, પરંતુ હજુ સહકાર સાધતા નહોતા

શીખ્યા; તેથી વિરૂદ્ધ તેઓ એકબીજાની વિશિષ્ટતા માટે અંદરો અંદર યુદ્ધો ખેલતા થયા, અને એમ કરીને મેળવેલી સિદ્ધિઓનો તેઓએ વિનાશ કર્યો. જેમ જેમ સમય વિત્યો, તેમ તેમ સંસ્કૃતિએ પ્રગતિ સાધી અને લડતા ઝઘડતા લોકો, ટોળીઓ કે કોમોએ એકબીજાના મતભેદો કબુલ રાખ્યા. એટલે એમ કરીને શાંત જીવન જીવવાના પ્રયત્નો કર્યા. મોટા મોટા શાંતિ પ્રચારક મંડળો અસ્તિત્વમાં આવ્યા, અને છેલ્લા થોડા સૈકાઓ દરમ્યાન આ મંડળોએ "રાષ્ટ્ર" નું સ્વરૂપ ધારણ કર્યું. આ રાષ્ટ્રો આજે પણ આંતરિક શાંતિ અને સંપ ધરાવે છે, છતાં તેઓ એકબીજાથી પરસ્પર વિરોધ ધરાવ્યા કરે છે. આજના રાષ્ટ્રો વચ્ચેના યુદ્ધો, અરણ્ય જીવનના યુદ્ધો જે કારણે લડાતા હતા તેજ કારણે લડાય છે—એટલે કે તે અહંકાર, અજ્ઞાનતા, અલ્પતા અને બુદ્ધિ સંકુચિતતાની સ્થૂળ મહત્વાકાંક્ષાને કારણેજ લડાય છે. દરેક રાષ્ટ્રના વિચારવંત લોકો આવા યુદ્ધો માટે ખેદભર્યો વિલાપ કરે છે. તેઓ જાણે છે કે, આંતર-રાષ્ટ્રીય યુદ્ધો, થયેલી બધી પ્રગતિના વિનાશકર્તા છે. આવા વિચારો ધરાવનાર માણસોનો વર્ગ જગતના દરેક વિભાગ ઉપર વધારેને વધારે વિશાળ થતો જાય છે. એવી આશા રાખવામાં આવે છે કે, જગતની એક મહાન બહુમતિ, બહુજ જલ્દીથી આવા વિચારો ધરાવતી થશે. અને જ્યારે તેમ થશે ત્યારે માનવતા, પ્રગતિ પંથનું એક બીજું અને વધારે ઉચ્ચ પગથીયું ચડી હશે.

વર્તમાન યુગ, સંયોગ પલ્ટાઓનો યુગ છે. જેવી રીતે માનવ ટોળાં અને ટોળીઓએ, આંતરિક કલહોની મૂર્ખતા અને તેના વિનાશોને જોઇને છોડી દીધા, તેમ માનવતા આ આંતરરાષ્ટ્રીય યુદ્ધોને પણ છોડી દેશે. આપણે આપણી એ અજ્ઞાનતાને હવે જાણતા થયા છીએ કે, આપણા પાડોશીઓ ઉપરજ હુમલા કરવા

કેટલું મૂર્ખાઈભર્યું છે. અત્યંત વિચિત્ર તો એ છે કે, આપણે એ કયારેય જોઈ કે સમજી શકયા નથી કે, આપણા હિતો છે તેવાજ અને તેટલાજ હિતો તેઓના પણ છે.

વ્યકિતઓએ પરસ્પરના યુદ્ધો એકજ સમૂહમાં રહેવા માટે છાંડયા. સમૂહો તેના જેવા બીજા સમૂહો સાથે જોડાયા—અને મોટા સમૂહો બન્યા, આવા ઘણાં સમૂહોનું સંમેલન થતાં થતાં જગત, અત્યારે રાષ્ટ્રીયતા પર આવી પહોંચ્યું છે. સ્પષ્ટરીતે માનવતાની પ્રગતિનું બીજું અને સૌથી વધારે મહાન પગલું, બધાજ રાષ્ટ્રોનું એકીકરણ કરીને, જગત સંયુકતતા સર્જીને, શાંત અને સુખ ભર્યું જીવન જીવવાનું હશે. માનવતાની પ્રગતિના ત્યારે કેવા અને કેટલા સૃષ્ટિસૌંદર્યો માનવ આંખો જોઇ શકશે એ કહેવું અશકય છે. પોતેજ સર્જેલા અસંખ્ય મહાદુઃખોમાંથી ઉગરીને સ્વર્ગીય સ્વપ્નાઓ ભર્યું જીવન જીવવા માનવતાનું હૃદય આતુર થડકારો અનુભવી રહ્યું છે. અને ત્યારે આંતર—જાતિય કે આંતર-રાષ્ટ્રીયતાઓની યુદ્ધ—જંગાલીયતો, ગત કાલના ભૂંસાતા સ્મરણો બની હશે.

આપણામાંના વધારે મોટી ઉંમરના માણસોએ દુનિયાના બે મહાન પલ્ટાઓ જોયા છે. જે યુવાનો હશે તેઓ માટે ૧૯૧૪-૧૮ નું વિશ્વ-યુદ્ધ એક ઇતિહાસ હશે, પરંતુ વર્તમાન યુદ્ધ તો તેઓ માટે પણ એક વાસ્તવિકતા છે. ઇતિહાસજ, ઘણું ખરૂં યુદ્ધો અને મહાયુદ્ધોનું ક્રમ-વૃત્તાંત છે. તેના રકત ટપકતાં પાનાઓમાંથી આપણે જાણી શકીએ છીએ કે, આત્મશાસીત બંધારણોથી યુદ્ધની આફતમાં સપડાઈ જવાનો સૌથી વધારે સંભવ છે. જ્યારે એકજ માણસ આખા પ્રદેશ અને પ્રજાનો કબજો ધરાવતો કે, આખા પ્રદેશની સમૃધ્ધિનું સ્વામિત્વ ભોગવતો બને છે, ત્યારે ત્યાં વસતી માનવતાનું ભાવિ તેના આવેશ ઉપર આધાર રાખતું બને છે. રાજ્ય નિયમનનું આધુનિક તંત્ર એટલું સરળ અને પ્રબળ

બન્યું છે કે, માનવતાને, એકજ વ્યકિતની ઇચ્છા પ્રમાણે ચાલવા માટે તે અતિ દુષ્કર નિવડયું છે. લોકશાસનવાદી રાજ્ય સંચાલનમાં વ્યકિતગત ડહાપણને જરાપણ સ્થાન નથી. અંતિમ રાષ્ટ્રીય નિતીમાં તેની કોઈ અસર પણ નથી. એક સરમુખત્યારની મગરૂરી અને આવેશ એક પળમાંજ નાજુક, આંતર–રાષ્ટ્રીય ત્રાજવાને થથરાવી મુકીને તેને અસ્થિર કરી મૂકે છે, અને ઉતાવળે બીજા કોઇ રાષ્ટ્રની સાથે તે વિનાશકારી યુધ્ધમાં ઉતરી પડે છે.

આધુનિક જગતમાં સત્તાભૂખ ત્યારેજ જન્મે છે જ્યારે કોઇ પણ દેશનું પ્રભુત્વ, કોઇ એકજ બળવાન વ્યકિતના હાથમાં હોય. આવી સત્તાઓ ભવિષ્યની જગત–વ્યવસ્થામાં કોઇ એક વ્યકિતના હાથમાં ન રહે તો માનવ જીવન વધારે શાંત અને વધારે સુખભર્યું નિવડે. વર્તમાન યુધ્ધે સિધ્ધ કર્યું છે કે, એકહથ્થુ શાસન સત્તા, આંતરિક રીતે સુવ્યવસ્થા ધરાવતી હોવા છતાં આંતર–રાષ્ટ્રીય પરિસ્થિતિ માટે તે વિનાશકારી નિવડી છે. અને એટલે લોકશાસનવાદ એ એકજ પાયો છે કે, જેની ઉપર જગત વ્યવસ્થાની મહાન ઇમારત રચી શકાય. લોકશાસનવાદનો અહિં એ અર્થ નથી કે થોડા અર્ધ–શિક્ષિત દ્રવ્ય શોધક, મધ્યમ વર્ગના માણસો કે જેણે થોડાકોને પોતાના ગુરૂઓ માની લીધા હોય અને તેની ભકિત કરતાં હોય, તે સાથે અનેકોને પોતાના પગ નીચે કચડતા હોય અને તેની ઉપર ઝુલ્મો કરતા હોય, પરંતુ એવું લોકશાસન કે જે, સામાજીક સમાનતા, અને દેશની સમૃદ્ધિના રાષ્ટ્રીયકરણ ઉપર રચાયું હોય.

આધુનિક જીવન, ભૂતકાળના બુદ્ધિ-વારસા ઉપર આધાર રાખે છે. બસો વર્ષની ભૂતકાલીન, આપણી કળા અને આપણું સાહિત્ય રાષ્ટ્રીયત્વના ઢાળામાં ઢળાયેલ છે. પ્રેરક તત્વોએ આપણી

રાષ્ટ્રીય લાગણીઓને બળવાન બનાવી છે. પોતાના દેશને ચાહતા થવું એ જરૂર સર્વોત્તમ લાગણી છે. એક વ્યક્તિનું જાતિય વિસ્તરણ કરીને રાષ્ટ્રીય બનવાનો એ પ્રયત્ન છે, અને વિશ્વવ્યાપી પ્રગતિ માટે તે અત્યંત જરૂરી પણ છે. એટલે રાષ્ટ્રોની પ્રગતિ જગતની અંતિમ ઐકયતા તરફની પ્રગતિ છે. જગત-સંયુકતતા માટે પ્રથમ જરૂરિયાત રાષ્ટ્રીયતાઓની છે, એટલેજ રાષ્ટ્રવાદને આપણી નિરાશાનું કારણ માનવું, એ એક ભુલ થશે.

જગતની બીજાઓ ઉપર સ્વામીત્વ ભોગવવાની મનોભાવના ઓછી થતી જાય છે. જગત-પ્રગતિ, અને તે મારફત શાંતિ અને સુખ સાધવા માટે શુદ્ધ રાષ્ટ્રીયવાદ એજ એક અનિવાર્ય સાધન છે. 'માનવ-સમૂહો' એકત્ર થવા એકમો બનાવે છે. આ એકમોની વહેંચણી જેટલી કુદરતી થશે, તેટલો તેની સાથે સંબંધ ધરાવતી પ્રજાને લાભ થશે. બીજા લોકો ઉપર સત્તા સ્થાપિત કરવાના અને તેઓને પોતાની ધુંસરીમાં જોડી રાખવાના આછા પડછાયા પાડતી સામ્રાજ્ય ભૂખે, ભૂતકાળનું વિશ્વ યુદ્ધ અને વર્તમાન યુદ્ધ સર્જ્યું છે. યુદ્ધ, તેના બુરા પરિણામોની પુરી અસર ઉપજાવશે, અને તેનાથી આવી પડેલા સંકટો, સામ્રાજ્ય ભૂખ, કૃત્રિમતાઓ અને કપટોને દૂર કરશે, ત્યારે જીવન-એકરાગ ભર્યા જગતનું સુંદર દ્રષ્ય, આપણી નજર સામે ઉપસ્થિત થશે.

માનવીની કાર્યસિદ્ધ પ્રતિસ્પર્ધાનું પરિણામ પ્રગતિ હોય છે. સર્વોચ્ચ થવાની ઇચ્છા માનવીઓમાં ઉત્પન્ન થાય છે, ત્યારે તે પોતાના વ્યકિતત્વને પિછાનીને પારસ્પારિક મતભેદો અને ત્રુટીઓ જોઇ શકે છે, એજ રીતે રાષ્ટ્રોનું પણ. આધુનિક સમયનો વાતોડીઆ બુધ્ધિવાદ, અને અશકય એવો "માનવ-ભ્રાતૃભાવ" નો પ્રચાર કોઇને પણ સંતોષ આપી શકતો નથી, એટલુંજ નહિં પરંતુ તેની સ્પષ્ટ નિરર્થકતાથી તે શાંતિ-ઇચ્છુ લોકોને નિરાશ

પણ કરે છે. રાષ્ટ્રો વચ્ચેના મતભેદો હંમેશા જલદી જાણી શકાય એવા નથી હોતા. તો પણ એવી ભ્રાતૃભાવનાની વાતો કરનારા ખુદ, આગગાડીમાં તેની પાસે કોઈ ભંગી કે ચમાર બેઠો હશે તો તેનાથી અણગમો અનુભવ્યા સિવાય નહીં રહે. વાતો કરતાં વર્તન હંમેશા એટલું નિરાળું હોય છે કે, મનુષ્યોને ' આદમ-પુત્રો ' કહેનારાઓ પણ રસ્તા ઉપરના બીજા માણસોની વિશેષતા ઉપર કોઇ ચોક્કસ ધ્યાન નથી આપતા. બીજા સાથેના પોતાના મતભેદો સમજવાની તેઓને કેળવણી ન હોવાથી તેઓ બીજા લોકો ઉપર અવિશ્વાસ ધરાવતા થઇ જાય છે. આંતર–રાષ્ટ્રીય પ્રશ્નો આજે એટલા બધા ગુંચવાયા છે કે, દરેક બુદ્ધિમાન પુરૂષે શું માનવું, અને શું નહીં તે એક પ્રશ્ન થઈ પડયો છે. અત્યારની પરિસ્થિતિની જરૂરિયાત એ નથી કે આર્યો અનાર્યો ઉપર સ્વામીત્વ ભોગવતા રહે, તેમ આપણે ઇચ્છતા રહેવું. આપણે એકબીજાના મતભેદો જાણી શકીએ, એકબીજા પાસેથી કંઇક શીખી કે શીખવાડી શકીએ, અને એમ કરીને જગતને એક વસવાને પાત્ર સ્થળ બનાવી શકીએ તે જોવાનું છે. માણસો ભાઇભાંડુ છે, પરંતુ વિરોધાભાસી. તેઓને આ વસ્તુ સમજવાની તક આપો, અને તેઓ વધારે સીધા પાડોશી તેમજ વધારે મમતાભર્યા ભાઇઓ સાબિત થશે.

સમસ્ત જગતના લોકોનો રાષ્ટ્રીય આત્મ–નિર્ણયનો હક્ક કુદરતી છે. ધાર્મિક માન્યતાઓ પ્રમાણે તે એક આપણા ઉપરની ફરજ પણ છે. એમ કરીને જગતને રહેવા માટે સલામત જગ્યા બનાવી, અરસપરસ બધાને મદદ કરી, જગતને વધારે આનંદભર્યું અને વધારે સુંદર બનાવવાની તે આજ્ઞા પણ આપે છે. જગતનું આવું સુંદર ઘડતર કરવા માટે આપણે રાષ્ટ્રીય આત્મ–નિર્ણયના હક્કો માટે પ્રયત્ન કરવો જોઇએ. બીજા લોકો, જેઓ તેમ કરતા હોય તેને મદદ પણ કરવી જોઇએ. બીજા ઉપર સ્વામીત્વ

મેળવવાના પ્રયત્નો એકપળ માટે પણ કોઇએ ન કરવા જોઇએ, કારણ કે, તે બધાને નુકશાનકર્તા નિવડશે. આપણી રાજ્યદ્વારી સ્વતંત્રતા મેળવવાનો આપણો હેતુ એ ન હોવો જોઇએ કે, તેથી આપણે અતિ બળવાન થઇને બીજી પ્રજાઓને આપણી ગુલામ બનાવી રાખવાના પ્રયત્નો કરીએ, પરંતુ આપણી રાજ્યદ્વારી સ્વતંત્રતાનો હેતુ કુદરતી હક્કોનો સંપૂર્ણ ઉપયોગ, અને તે વડે માનવતાની પ્રગતિ એ હોવો જોઇએ. સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે આપણા પાડોશી રાષ્ટ્રો સાથે આપણે મિત્ર ભાવે જગતને શાંતિભર્યું અને પ્રગતિમાન કરવામાં મદદ કરવી જોઇએ. હિંદુસ્તાની, દ્રાવિડી, બરમા કે બીજા કોઇપણ રાષ્ટ્રોને તેઓની ભૂમિમાં, તેઓની રીતે જીવન જીવતા જોવું, આપણા માટે આનંદનો વિષય હોવો જોઇએ, અને ત્યારેજ જગતમાં આકર્ષક વિવિધતા પ્રવેશી હશે. જગતને આપણે એકલી આપણીજ જાતિથી વસેલું નથી બનાવવું, કે દુનિયાભરના લોકો આપણીજ ભાષા બોલે એ પણ આપણી ઇચ્છા નથી. તેઓ આપણાથી ભિન્ન અને જુદી જાતના પોષાકો પહેરતા હોય કે વિચિત્ર ટેવો ધરાવતા હોય તો આપણે તેઓને જંગલી નથી કહેવા. દૈનિક જીવનમાં આપણે જે આચારો પાળતા હોઇએ, તે તેઓ ન પાળતા હોય તો તેઓને આપણાથી ઉતરતા પણ ન માનવા જોઇએ. તેઓની સફળતાઓને આપણે માનભરી અને આનંદભરી રીતે જોવી જોઇએ, અને આશા રાખીએ કે, તેઓ પણ આપણી તરફ એટલોજ આદરભાવ સેવે. આપણે, પૃથ્વીના આપણાજ ખૂણામાં જીવીને મરવા ઇચ્છીએ છીએ. પરંતુ છતાં વિદેશોમાં આદર સત્કાર મેળવીએ તો આપણા દેશમાં વિદેશીઓ આવે ત્યારે તેનાથી વિશેષ તેનો આદર સત્કાર કરીએ. જગતના લોકોની સંસ્કૃતિ અને રાજ્યદ્વારી સંપૂર્ણતાને આધારે, જગત–સંયુક્તતા રચવામાં આપણો પુરતો ફાળો આપવા તૈયાર રહેવું જોઇએ. જગત પર ઉભરાતા દુઃખો અને સંકટોનો નાશ

કરવા બીજા રાષ્ટ્રોને સહકાર આપવા આપણે તત્પર રહેવું જોઇએ. તેમ કરીને વાસ્તવિક અને બુદ્ધિગમ્ય સફળતા માટે સામુદાયિક પ્રયત્ન પણ કરવો જોઇએ. અંતમાં જુલમ અને જોહુકમીની સામે આપણે આપણા સંપૂર્ણ બળ–સામર્થ્યથી ઝઝુમવું જોઇએ. જગતભરમાં કયાંય પણ જોહુકમી પોતાનું માથું ઉંચુ કરે, તો વ્યવસ્થાને પીગળી જતી અટકાવવા, તેની સામે ઝઝુમવાવાળા **સૌથી પ્રથમ** આપણે હોઇશું. આપણી મહત્વાકાંક્ષાઓ, આપણું રક્ત અને આપણું પોલાદ, બીજાઓને ગુલામ બનાવવા કે ગુલામીમાં રાખવા માટે નહીં વપરાય. આપણું પોલાદ કુદરતી બળોના સર્જન માટે હશે, અને રક્ત, તેનાથી નિપજતા સૌંદર્ય અને આનંદ સર્જવા માટે હશે.

લોકશાસનવાદી દેશોના લોકો ભાવિ જગત–સંયુકતતા માટે “ લોકશાસનવાદોનું લોકશાસનવાદ ” કરવાની આશા સેવી રહ્યા છે, અને અલબત્ત, ઇચ્છવા યોગ્ય ઉચ્ચ દરજ્જે તે હશે પણ. જગત પાર્લામેન્ટમાં ત્યારે બધીજ લોકશાસનવાદી પ્રજાઓના પ્રતિનિધિ બેસશે, અને સ્વતંત્રતા, સમાનતા, ને ભ્રાતૃભાવના જગતના લક્ષણો બન્યા હશે. એટલે યુદ્ધો પણ ગઈ કાલની ઘટના બનશે. પ્રતિનિધિ પાર્લામેન્ટના હાથમાં જગત–સત્તા હશે એટલે આંતરરાષ્ટ્રીય આર્થીક પ્રશ્નો, માનવ દુઃખો, જીવનના સાધનોની વ્યાજબી વ્હેંચણીને અંગે ઘટયા હશે.

એ ભાવિ જગત–સંયુકતતામાં ઉપ–ખંડ હિંદની પ્રજાઓનું શું સ્થાન હશે ? સ્વાભાવિક રીતેજ હિંદના રાષ્ટ્રો એ જગત સમૂહમાં સ્વતંત્ર રાષ્ટ્રો તરીકે ભાગ લેશે. જગત–સંયુકતતાની વ્યવસ્થા માટે એ જરૂરી છે કે તેના સભ્ય–રાષ્ટ્રો, જાતિય અને સાંસ્કૃતિક રાષ્ટ્રીયતા ધરાવતા એકમ હોય. પાછલા પ્રકરણોમાં એ જણાવી દેવામાં આવ્યું છે કે, હિંદ એ સમાન હેતુ અને હિતો ધરાવતું

ક્યારેય પણ એક રાષ્ટ્ર નથી થઈ શકતું. હિંદુસ્તાન જગત-વસ્તીનો પાંચમો ભાગ પોતામાં સમાવીને બેઠું છે. તેમાં અનેક રાષ્ટ્રો અસ્તિત્વ ધરાવી રહ્યા છે. હિંદુસ્તાન એકજ રાષ્ટ્રીયતાના કબજામાં-હિંદુસ્તાની, પાકિસ્તાની, દ્રાવિડી, મરાઠા કે કોઇપણ એક રાષ્ટ્રીયતાના કબજામાં હશે તો માત્ર નબળુંજ કે દુઃખી નહીં હોય, પરંતુ તેના આંતરિક અસંતોષો, અને આત્મ-નિર્ણયના હક્કો માટેના તનતોડ પ્રયત્નો, બીજી રાષ્ટ્રીયતાઓને કચડી નાખવાને કારણે, જગત સ્વાયત્તતાને પણ અશક્ય કરી મૂકશે.



# માનવતાને નામે

## પ્રકરણ ૧૬ મું :

**અત્યારના** સમયમાં ઘણાં લોકો ઘણું લખે છે અને ઘણું બોલે છે. એમ સાબિત કરવા માટે કે, લેખો કે ભાષણો સિવાય કોઈ વસ્તુમાં પલટો લાવી શકાતો નથી. છતાં, આપણા બધાનો, જ્યારે આપણે બોલીએ કે લખીએ છીએ ત્યારે એકજ અંતિમ હેતુ હોય છે. આપણે પરિસ્થિતિ સુધારવા માંગીએ છીએ અને આશા સેવીયે છીએ કે, પરિસ્થિતિ સુધરી શકે. બોલવા અને લખવામાં બીજા લોકોને અમુક ચોકકસ મંતવ્યોમાં માનતા કરવાનો હેતુ હોય છે. પરંતુ બીજા લોકોને એ મંતવ્યો સમજાવવા આપણે નીકળીએ છીએ, ત્યારે પરિસ્થિતિ આપણી અને તેઓની વચ્ચે શું સંબંધ ધરાવે છે તે કેમ ધારી શકાય? તેઓ અને આપણે એકબીજા સાથે સંમંત નથી થતા? હા, પરંતુ તેનો અર્થ એવો છે કે, અંતિમ ધ્યેય માટે તો આપણે એકમત છીએજ. કારણ કે, જો આપણને ખાત્રી ન હોય કે તેઓ પણ પરિસ્થિતિ સુધારવા મથે છે, તો આપણે તેઓને સમજાવવાનો પ્રયત્નજ શા માટે કરીએ? અને જ્યાંસુધી, જગતને વધારે શાંતિભર્યું કરવા માટે આપણે તેઓને મદદ કરવા ઇચ્છીએ છીએ, તેમ તેઓ જાણતા ન હોય, તો તેઓ આપણું સાંભળશે એવી આશા પણ આપણે કેમ રાખી શકીએ? એટલે અહીં એ નક્કી થાય છે કે, માનવી તરીકે આપણો અહીં સામાન્ય હેતુ છે—જગતને વધારે સુખભર્યું અને શાંતિભર્યું સ્થાન કરવાનો. આપણે એકબીજા સાથે એ માટે ચર્ચા અને વાદવિવાદ કરીએ છીએ, એમ જાણીને કે આપણા પ્રયત્નો આપણા ભાવિને સુધારી શકશે; જ્યારે આપણી નિષ્ક્રીયતા તેને વધારે

ખરાબ કરી મૂકશે. તેનો અર્થ એ થાય છે કે, આપણે ધારીએ છીએ કે, શાંતિ એક પ્રયત્નો દ્વારા મેળવવાની વસ્તુ છે–અને તે મેળવી શકાય છે. સત્ય અને ન્યાય, આપણને શાંતિ અને સુખ આપશે અને આપણી આસપાસની બધીજ પરિસ્થિતિ સુધારશે; જ્યારે પ્રપંચ અને જુઠાણાં નિઃશંક દરેક વસ્તુનો નાશ કરશે અને સંજોગો કષ્ટમય બનાવશે ટુંકમાં આપણે સ્વીકારી લઇએ કે સત્ય અને વાસ્તવિકતાના સિદ્ધાંતો ઉપર દુનિયાની ગતિ વધારે ઝડપી બનશે, તેમજ સત્ય અને અસત્યના દ્વંદયુદ્ધમાં અંતે સત્યનોજ વિજય થશે–થવોજ જોઈએ.

સત્ય એ જીવનનું સુત્ર છે એમ માનવામાં જેને શંકા હોય, તેણે જાણવું જોઇએ કે આ કિતાબ તેઓને ઉદ્દેશાઇ નથી. એવા લોકોને માટે કોઈપણ દલીલ નથી, કારણ કે બધીજ દલીલોમાં એક સામાન્ય અને વાસ્તવિક સત્ય તો હોયજ છે. જેઓ એમ માનતા હોય કે, કોઇપણ સિદ્ધાંતોનું પાલન કર્યા સિવાય જગત–ક્રમ એટલીજ સારી રીતે ચાલી શકે છે, તેઓની સાથે કોઇ વાદવિવાદ કરવાનો અર્થ પણ નથી. અલબત્ત, આવો ક્રમ 'ચલાવવાનો' કોઇ પ્રશ્નજ હોતો નથી, કારણ કે સિદ્ધાંત વિનાનું જગત માત્ર એક અસ્તવ્યસ્તતાજ હશે, અને અસ્તવ્યસ્તતા ચલાવાતીજ નથી. લોકોએ જગત–અસ્તવ્યસ્તતા ઉપર જરા પણ લક્ષ ન આપવાના પ્રયત્નો કર્યા છે. તેઓએ તકવાદનો માર્ગ ગ્રહણ કર્યો છે અને તેઓને તેમાં સહન કરવું પડયું છે. તેઓની સત્તાભૂખ અને સ્વાર્થ માટે તેઓએ સત્યના નિયમોનું ઉલ્લંઘન કર્યું છે, એટલે વિનાશ તેઓની ઉપર ફરી વળ્યો છે. કારણ કે, સત્યનો નિયમ એ જીવનનો નિયમ છે. થોડા માણસોએ કલ્પ્યું કે, બીજાઓને દુઃખી કરવાથી પોતે સુખી થઇ શકશે, બીજાઓના ભાગમાંની જીવન જરૂરિયાતો ખુંચવી લેવાથી પોતાનું જીવન સગવડભર્યું થઈ શકશે. આમ માનવામાં

તેઓ અન્યાય અને અપરાધ કરી રહ્યા હતા.

આપણે જગતને વધારે સારૂં કરવા પહેલાં તેને વ્યવસ્થિત કરવું જોઇએ. આપણે કાયદાઓ બનાવવાના છે અને તેને અનુસરવાના છે. સત્ય અને અસત્ય વચ્ચેનો ભેદભાવ આપણે પારખવાનો છે. સર્જક અને વિનાશક, ન્યાય અને અન્યાય વચ્ચેની ભિન્નભાવના આપણે જાણવાની છે.

જેઓ એમ માને છે કે, સત્ય એ જીવન ધન્યતા, કલ્યાણ અને સફળતાનો નિયમ છે, તેઓને આ કિતાબ ઉદ્દેશાઇ છે. આ જગતમાં એમ માનવાવાળા અસંખ્ય છે. પરંતુ એ અસંખ્ય માણસો, જે સત્યમાં માને છે, તેઓ એવીજ રીતે સત્ય-વર્તતા નથી. જ્યારે તેઓ સત્યમાં માને છે એવીજ રીતે તેનું આચરણ કરશે, ત્યારે જગત વધારે પ્રકાશભર્યું અને વધારે સુખી થશે.

બધાજ હિંદી લોકોને એકબીજા તરફ ન્યાયી થવા દયો અને હિંદ શાંતિ અનુભવશે. એટલુંજ નહીં પરંતુ વિરાટ પ્રગતિ પણ સાધશે. જો તેઓમાંના થોડાક-અથવા તેઓના નેતાઓમાંના થોડાક, બીજાઓની સાથે છેતરપીંડી આચરવાના પ્રયત્નો કરશે તો હિંદુસ્તાન એટલુંજ નબળું, કંગાલ અને પ્રગતિશૂન્ય રહેશે. હિંદુસ્તાનનું આપણે જે કંઇ કરીએ-એક સમૂહ-તંત્ર, સ્વ-તંત્ર, સંયુક્ત-તંત્ર કે જુદા જુદા રાષ્ટ્રીય સંસ્થાનો, જે કરીએ તે, આપણે બની શકે તેટલું ન્યાયભરી રીતે કરીએ. અન્યાય ઉપર ક્યારેય પણ કંઇપણ, વિરલ, અનંત કે અટલ નથી સ્થપાતું. હિંદુ કે મુસ્લિમ આર્ય કે દ્રાવિડી, ઉચ્ચ-વર્ણ કે નીચ-વર્ણ, જે કંઇ સમૂહ-નામો આપણે તેને આપીએ તે-તેઓની સાથે આપણને, પહેલી અને છેલ્લી વખત, પરસ્પર ન્યાયી થવા દયો.

સંપૂર્ણ

☆

પુસ્તક લેખકોને—

'મિનાર કિતાબ-સ્તાન'

આગ્રહભર્યું નિમંત્રણ આપે છે.

તમારૂં

કોઇપણ ભાષામાં,

કોઇપણ વિષય ઉપરનું

**પુસ્તક**

અમને પ્રગટ કરવા દ્યો.

અનેક સગવડતા અને લાભોની

અમે ખાત્રી આપીએ છીએ.

# છપાય છે!

- કાઇદે-આઝમના રૂપે મુસ્લિમ હિંદની રાજદ્વારી વ્યથા વ્યક્ત થાય છે.
- આધુનિક રાજદ્વારી પુરૂષોમાંની મહાન સત્ત્વશીલતાના હૃદય વિદારક ઉચ્ચારણોનો સંક્ષિપ્ત સંગ્રહ.
- એવી મહાન વ્યક્તિનું હૃદયવાચન, જેની એકની પાસેજ અત્યારે હિંદી બંધારણના ગુંચવાડાની ચાવી છે; જેની આસપાસ અત્યારે, હિંદી રાજદ્વારી વર્તુળો ચકરાવા લઈ રહ્યા છે.
- અતિ ટૂંક સ્વરૂપમાં આખું હિંદી રાજકારણ
- ઉઘાડી આંખોનું પરિસ્થિતિ નિરિક્ષણ.
- નિર્બંધ અભિપ્રાય ઉચ્ચારણો.
- વાસ્તવિકતાઓનું ખુલ્લું વર્ણન.

**જે પ્રવચનોએ બધાજ વર્તુળોને કંપાવી મુકયા છે; અને કરોડ મુસ્લિમોમાં કર્તવ્ય પરાયણતાની વિદ્યુત સંચરી છે**

## કાઇદે-આઝમના

“ લેખો અને પ્રવચનો ”

**ભાગ. ૧-૨**



મિનરવા છાપખાનું-અમરેલી.